૨૩૮૯

नविन

# वनराज चावडानो गायनरूपी ओपेरा खेल.

રચનાર—ખંભાત નિવાસી

## છગનલાલ ભાઈશંકર પંડ્યા.

પ્રત ૧૦૦૦





## અમદાવાદ.

યુનાઇટેડ પ્રીં૦ અને જ૦ એ૦ કં૦ 'લિમિટેડ' ના પ્રેસમાં

રણછોડલાલ ગંગારામે છાપ્યો.

સંવત ૧૯૪૧ સન ૧૮૮૫

કિંમ્મત ૫ પાંચ આના.

# પ્રસ્તાવના.

એક દિવસ કવિ હરજીવન કુબેરનું રચેલું "ચાવડા ચરિત્ર" નામનું પુસ્તક મારા વાંચવામાં આવતાં મને એવો વિચાર ઉત્પન્ન થયો કે એ પુસ્તક માંહેલો કેટલોક સાર ચુંટી તેનો એક "વનરાજ ચાવડાનો ગાયન રૂપી ઓપેરા બેલ" રચ્યો હોય, અને પછી હાલની ગુજરાતી નાટક મંડળીવાળા યાતો કોઈ બીજા તેનો પ્રયોગ કરે તો તેથી કરી અગાઉના રાજા કેવા સ્વતંત્ર, શુરવિર, પરાક્રમી, દ્રઢમનવાળા, તથા તેઓની રૈયતનો તેઓની ઉપર કેટલો પ્યાર, તથા એક બીજાનો કેવો સંપ હતો, તેના અચ્છા ચિતારની હાલના રાજા તથા લોકના મનપર, કંઈપણ અસર બેસે ખરી.

આ વિચાર મારા દિલમાં હમેશાં ઘોળાયા કરતો હતો, પણ અલ્પશક્તિ, અલ્પજ્ઞાન, વળી કોઈ વિદ્વાનની સોબત નહીં તેથી તેને અમલમાં લાવવાનું આજદીન સુધી મારાથી બની શક્યું નહોતું. આરંભેલું કામ હમેશાં નબળું હોયછે, પણ તે જ્યારે ધીમે ધીમે સારા પાયાપર આવતું જાયછે, ત્યારે તે પ્રથમના કરતાં પછી કંઈ અઘરૂં-લાગતું નથી. મારી નોકરી તથા ઘર પ્રસંગના કામમાંથી વખત બચાવતાં આ પુસ્તક રચતાં મને શુમારે દોઢ માસ લાગ્યો હશે, એમ હું ધારૂંછું.

ગાયન રચવાનું કામ એવું તો કઠણ છે કે તેમાં સારી

પેઠે કુશળતાને પામેલા વિદ્વાનો પણ વખતે ઠોકર ખાઈ બેસેછે, તો હુંતો તેમાં બિન માહિતગાર તેથી મારામાં દોષ રહ્યા હશે, તે સુધારીને વાંચવા સર્વ ભાઇયોને હું ભલામણ કરૂંછું. આ મારો પ્રથમ પ્રયત્નછે તેથી આ પુસ્તક જેવું જોઇયે તેવું નહીં રચાયું હોય, તોપણ તેમાં મારાથી જેટલી બનીછે તેટલી મેં સાવચેતી રાખીછે, તેમ છતાં અજાણથી રહેલી ખામી વાંચનારની નજરે પડે તો, તેમાં સુધારો કરવાની તેઓની મારા તરફ યોગ્ય સૂચના થશે તો, ઉપકાર સાથે બીજી આવૃતીમાં તેમ કરવા હું ચુકીશ નહી.

આ પુસ્તકમાં મુખ્યત્વે કરી ચાવડા ચરિત્ર નામના પુસ્તકની મદદ લીધીછે. રાવસાહેબ મહિપતરામ રૂપરામના રચેલા વનરાજ ચાવડો નામના પુસ્તકમાંથી જયશિખરી રૂપસુંદરીની છેલ્લી મુલાકાતે પોતાના રંગમહેલમાં ગયો છે, તે વિષય લીધોછે; માટે આ બંને ગ્રંથ રચનારનો હું પુરણ આભારીછું. આ ગ્રંથમાં કેટલીક કલ્પિત વાત દાખલ કરવામાં આવીછે. કેટલાંક મોટાં ગાયનો છે, તે છપાવવામાં બધાં લીધાંછે, પરંતુ "નાટક" થતી વેળાએ ઝાઝો વખત ન રોકાય તેને માટે તેની ચાર પાંચ કડી ગાઈ તેનો વધારે પડતો ભાગ મુકી દેવાનોછે.

મારે આ ઠેકાણે યાદ લાવવું જોઇયે કે, મને મારા શુભેચ્છક મી. માનશંકર વી. છબીલદાસે, આ પુસ્તક છપાવવા સંબંધીમાં તેમજ સલાહ બતાવવામાં યોગ્ય મદદ આપીછે. એ ગ્રહસ્થ આવા ગ્રંથકારોને પોતાની નોકરીમાંથી વખત

બચાવી સારી સહાય કરેછે, અને દેશની ચડતી જોવાને ઇચ્છેછે. તેવીજ રીતે સ્નેહી મી. ભગવંતરાય માધવરાયે— આ પુસ્તકનો ફેલાવ થવાના હેતુથી એ વિષે પોતાનું જ્યાં જ્યાં જવું થયુંછે ત્યાં ત્યાં તે ભાઇયે પોતાના સ્નેહી વર્ગમાં તથા બીજાઓ આગળ અસરકારક વિવેચન કર્યુંછે. મને કેટલાક દિવસ મંદવાડ રહ્યાના સબબથી ધારેલા વિચાર કરતાં આ પુસ્તક છપાવતાં બલકે વધારે મુદત થઈ છે. તેને માટે સર્વ સુજ્ઞજનો પાસે હું માફ માગુછું.

મારી પરવાનગી શિવાય કોઈ કારણસર નાટકના રૂપમાં આ ખેલ ભજવી બતાવવાની હાલમાં કોઇને છુટ આપવામાં આવતી નથી. કોઈપણ નાટક કંપનીના મેનેજરને આ ખેલ રજીષ્ટર કરાવવાની ઈચ્છા હોય, તો તે મેનેજરે નિચેને શરનામે પોસ્ટપેડ કાગળથી છ મહીનાની અંદર મને લખવું.

| **ખંભાત** (બોરીયા પાડો.) | **છગનલાલ ભાઈશંકર પંડ્યા.** |
|---|---|
| તારીખ, ૬-૨-૮૫ | ઉપરના પુસ્તકનો રચનાર. |



# वनराज चावडानो गायन रूपी ओपेरा खेल.

— {०}—{०} —

## નાટક પાત્ર.

જયશિખરી........ પંચાસરનો રાજા.

વનરાજ ..............તેનો દીકરો.

સુરપાળ.. ....... ....જયશિખરીનો સાળો.

રૂપસુંદરી......... ...જયશિખરીની સ્ત્રી.

સિલગુણસુરી ......એક જતી (સુપાત્ર સાધુ).

શંકર...... ..... .....એક બારોટ. (કવિ)

ભુવડ ............. ...કલ્યાણીનો રાજા.

કરણ ..............તેનો દીકરો.

કામરાજ ..............ભુવડના રાજનો એક પ્રખ્યાત કવી.

(ચંદહૂંદમીર, ભીલ, ભીલડીયો, પ્હાડી લોકો, દાસી, દાસ, દરબારી બીજાં માણસો વગેરે.)



# મંગલાચરણ.

પાત્રો પડદામાં ઇશ્વર સ્તુતિ કરેછે.

(આનંદ કંદ તું ઇશ અભિનંદન એ રાહ.)

જય જગનાથ, જોડી બેઉ હાથ,
વિનંતિની સાથ કરીયે પ્રણામ. ટેક.
નાટકારંભે સા'ય થજે તું,
દુર્મતિ સર્વ જરૂર હણજે તું. જય જગનાથ.
આ જગમાં એક આશ્રય તારો,
તું વિના કો નહીં બેલી અમારો. જય જગનાથ.
દોષે ભર્યા અમે અલ્પજ્ઞ પ્રાણી,
કરણી નથી તુજથીરે અજાણી. જય જગનાથ.
પાપ ક્ષમા કરી સુખ આપ બાપ,
ક્લેશ મટાડી શિરે હાથ થાપ. જય જગનાથ.

પડદો ઉપડતાં મુખ્ય પાત્ર ગાયછે.

પદ.

(વિનતિ ધરજો ધ્યાન જન સહુ, વિનતિ ધરજો ધ્યાન એ ઢબ.)

વિનતિ મારી સમાજ, સુણજો વિનતિ મારી સમાજ.
આજના રાજા કેવા થયાછે, તેની કહું કંઈ વાત. સુણજો.
દારૂ ડુંગો પરરાંડ કસુંબા, સેવ્યા કરે દિન રાત. સુણજો.
હેરાન હેરાન તેથી થવા પણ, તોય કરે નહિ તાજ. સુણજો.
દેશ તણી હિણ હાલત જોઇ, આણે નહીં ઉર દાઝ. સુણજો.
સ્વતંત્રતાનો છાંટો મળે નહીં, ખાલી કરે પતરાજ. સુણજો.

સુધારાનો ડોળ જણાવી, રાખે અતિશ મિજાજ. સુણજો.
રાજમાં પોલુ તેની ખબર નૈં, ચાલે અનિતિ ઝાં'ઝ. સુણજો.
ગોલા ખવાસો કે' તેમ ચાલે, સંભાળતા ન સ્વરાજ. સુણજો.
ખંત રાખીને જો નહીં બાંધે, પાણી પે'લી પાજ. સુણજો.
પાછળથી તે બહુ પસ્તાશે, બગડ્યાથી બધું કાજ. સુણજો.
સંપ ગ્રહિ કુસંપ તજે તો, સારી વધે બહુ લાજ. સુણજો.
ચાવડ વંશમાં કેવા થયોછે, જુઓ જુઓ "વનરાજ." સુણજો.

(બતાવેછે).



# પ્રવેશ ૧ લો.

## સ્થળ—કલ્યાણીનો બગીચો.

(ભુવડ, કરણ, અમીર ઉમરાવ, સામતો અને પાછળથી શંકર બારોટ.)

[એક ગુણિકા ગાન કરેછે]

(ખ્યાલ) (જી અખીયાંમે ડારી જી અખીયાંમે ડારી, કાને કટારી રાજ અખીયાંમે ડારી) એ રહ.

જી નદિયાં કિનારે, જી નદિયાં કિનારે,
એ ગૌઆં ચરાવે રાજ, નદિયાં કિનારે. ટેક.
આજ કનૈયાકી સુરત મેં દરસી, (૨)
કોટીક કંદર્પ કામ લજાવે રાજ, નદિયાં. એ ગૌ.
ઉનકી છબી સખી સબસેં હે ન્યારી, (૨)
પ્યારી લગે એસી બંસી, બજાવે રાજ, નદિયાં. એ ગૌ.
વ્રજબિનતાકો મન હર લીનો, (૨)

સોર સુને તો અભિ વાં સિધાવે રાજ, નદિયાં. એ ગૈ.
એકાગ્રસેં મુનિ સબ નારદાદિ, (૨)
નિશદિન ઉનકા સરસ ગુન ગાવે રાજ, નદિયાં એ ગૈ.
(શંકર બારોટ પ્રવેશ કરેછે).

**શંકર**—(પ્રવેશ કરેછે) **દોહરો.**

જેમ દિપે કુંદન વિષે, કોહીનૂર અનૂપ;
તેમજ રાજ સભા વિષે, શોભે ભૂવડ ભૂપ.
(ભલે ભુવડ ભલે છત્રપતિ પૃથ્વી નાથ ભલે એમ
કરતો સભામાં આવી બેસેછે).

**ભુવડ**—(શંકર સામુ જોઇ) (કેમ ખોલુ પ્રિતમ ઘુંઘટો એ રાહ.)
શું નામ રે'વું ક્યાં અને આવ્યા તમે કો' ક્યાં થકી;
કવિરાજ જેવા લાગો તેથિરે પડે પુછવું નકી.

**શંકર**—હું આવુછું ગુજરાતથી, નિવાસિ પણ ત્યાંનોજછું;
છે નામ **શંકર માહરૂં** સુણિ નામ ભૂવડ આવ્યોછું.

**ભુવડ**—ગુજરાત કોનો દેશ ચાલે કો'ની સત્તા કો' મને;
એ દેશ કેવોરે **હશે** (તે) વિસ્તારથી બોલો તમે.

**ગજલ.**

(સરારારે રહે બુલ બુલ—એ રાહ)

**શંકર**—નદિ નાળાં તળાવો ખૂબ, વિમળ વાડિ જમી ફળદ્રુપ;
ઘટા કુંજો તણિ શી વાત, ભલી ભલી વાહ! ભલી ગુજરાત.
કનક બેડે ભરે પનીહાર, સરસ પાણી સજી શણગાર;
પરસ્પર તાળી તે લઈ હાથ, ભલી ભલી વાહ! ભલી ગુજરાત.
ગરીબ જન કો નજર નાવે, તવંગર ત્યાં વસે ભાવે;

રહે લોકો ખુશી દીન રાત, ભલી ભલી વાહ! ભલી ગુજરાત.
જગત કર્તાની જ્યાંછે મે'ર, દિસે સઘળેજ લીલા લે'ર;
દિપે જાણે સ્વરગ સાક્ષાત, ભલી ભલી વાહ! ભલી ગુજરાત.
હુકમ ચલવેછ જયશિખરી, નથી ડરતો તે કોથી જરી;
ચતુર તેનાછે ચાવડ જાત, ભલી ભલી વાહ! ભલી ગુજરાત.

કામરાજ (ક્રોધાવેશમાં આવી ઉભા થઇને)

(અરે લાલદેવ ઇસ તરફ જોઇઍ આ.)

બધી ખોટીછે ગુજરાતીની વાત,
ન એકે સાચી માનો કલ્યાણિનાથ;
એ લોકો બધાછે અતિ ગર્વિષ્ટ,
ખુશામતિયાને બોલે બહુ મિષ્ટ.
કરે નિજ દેશ તણાં એ વખાણ,
ખોટાં તેમાં શું મળતું હશે લા'ણ;
કળ્યો કવિરાજે નથી કામરાજ,
ત્યાં સુધી અજાણીછે સર્વે વાત.

**શંકર**—બાળી નાખ્યોછે એક શંકરે કામ,
હવે તેને કળવા તણું રે શું કામ.
(એકબીજા લડી પડેછે, ને સભા વિસર્જન થાયછે.)

# પ્રવેશ ૨ જો.

## સ્થળ—રાજા ભુવડનો મેહેલ.

**(ભુવડ, ચંદ, દ્વંદ, મીર, બીજા સામતો.)**

**ભુવડ**—(જયશિખરીની વાત ગળે હોવાથી એક ઘરડા પ્રધાનને એકાંતમાં લઈ જઈ તે વિષેની હકીકત પુછેછે.)

(રાજા હું મેં કોમકા ઓર ઇંદર મેરા નામ. એ રાહ).

જયશિખરીની વાત હું, પુછુછું એકાંત;
કર આપેછે કે નહીં, ભાગો મનની ભ્રાંત;

**પ્રધાન**—અમુક રકમછે ઠેરવી, લેવા તેની પાસ;
આપ તણા પ્રતિબિંબના. પડવાથી અજવાસ.
કરગરવા લાગ્યો બહુ, માટે એમ કર્યું;
દયા આવિ મહારાજને, તેમાં ચિત્ત ગર્યું.

(ભુવડને આ ઘરડા પ્રધાનના બોલવા ઉપર ભરોંસો આવ્યો નથી,તેથી તે એકાંતમાંથી બહાર આવી ચંદ પટાવત સત્ય બોલેછે એમ જાણી તેને તે જયશિખરી વિષે પુછેછે.)

### ઠુમરી ભૈરવીની ચાલમાં.

(મેંતો શાહજાદેકુ ઢુંઢન ચલીયાંરે—એ રાહ.)

**ભુવડ**—પ્રિય! ચંદ પટાવત મારારે,
એવી રીતે મુને વાલા લાગો;
દ્રિગ તણા જ્યમ તારારે. પ્રિયા! ટેક.
પંચાસરનો જે જયશિખરી,
પૂર્ણ પરાક્રમી રાજારે:

તે સ્વાધિનમાં છે કે નથી કો'
નહીં ભુલુ ગુણ તમારારે. પ્રિયા ! એવી.

## રાગ હોરી.

ચંદ—(હાથ જોડીને.)

સત્ય વાત સુણો મહિપાળ
ઓ દયાળરે, સત્ય વાત. ટેક.
આબુ આણિગમ સર્વ હતા ત્યાં
આવિ મળ્યો સુરપાળ,
અન્ય નરેષ હતા તેની સાથે
તે પણ બહુ વિક્રાળ,
પડી જોઈ પેટમાં ફાળ, સત્ય. ઓ દયાળ.
નાઠા અમે તો સોરઠ રસ્તે,
મારત નહિ તો ધરાર;
કાળમુખો સુરપાળછે એવો;
જયશિખરીની તે ઢાલ,
સ્વાધિનમાં નહે' કોઈ કાળ, સત્ય. ઓ દયાળ.

ભુવડ—(ગુસ્સેથી).

(પ્રેમની આગ લાગીછે દિલમાં, શી રીતે ઠંડી થશે એ રાહ.)
શસ્ત્ર બાંધી ઓ સુરાઓ, થાઓને તઈયારરે;
ચંદ ઢુંદ મીર આદિ, ના લગાડો વારરે. શસ્ત્ર. ટેક.
જ્યાં સુધી જીત્યો ન ગુર્જર, દેશ રમ્ય રસાળરે;
ત્યાં સુધીછે વ્યર્થ મારો, ભુમિમાં અવતારરે. શસ્ત્ર.
વાત સુણિ જ્યારથી મેં, ત્યારનો વિચારરે;

દિલમાં બાંધીને મૂક્યોછે, સુણો તેનો સારરે. શસ્ત્ર.
ચાવડાના પૂર પાસે, નાખવો મુકામરે;
લાગ જોઈ તુટી પડવું, મેળવ્યા જયકારરે. શસ્ત્ર.
તોપ બહાર કાઢી ચલવો, ફત્તે! ફેરા બહારરે;
સોસવા શોણિત તત્પર, થઈ હશે તરવારરે. શસ્ત્ર.



# પ્રવેશ ૩ જો.

**સ્થળ—કલ્યાણિથી પંચાસર જવાનો રસ્તો.**

(ફોજ)

**સુત્રધાર**—(ફોજના દેખાવમાં ગાયછે.)*

**રાગ ઓખાહરણનો.**

ફોજ લેઈ અમીર મીર ચાલ્યો,
પંચાસરનો મારગ તેણે ઝાલ્યો;
સાથે લીધા ઘણાક તુખાર,[1]
નથી પાળા તણો કંઈ પાર.
ચારૂ ઊંટ અને ગજ રથ,
શોભે સાજ થકી તે સમસ્ત;
ચાલે તોપ હડુડાટ કરતી,
તેના શબ્દથી ધ્રુજતી ધરતી.
કોઈ બકત્તર પોખર પેરી,
ગાય સિંધુઓ રાગજ લેરી;

*ફોજનાં માણસ ગાય તોપણ ચાલે. [1] તોખાર ઘોડા.

ઢાલ બંધુકને તરવાર,
કોઈ સંભાળતા છે કટાર.
કોઈ મુચ્છ ઉપર હાથ નાખે,
ચાલે મદમાં અતિ તે મિજાજે;
મદમાતા મલો અલમસ્ત,
ગ્રહે એક બીજાનો તે હસ્ત.
પછી પ્રેમથી પંજો મિલાવે,
એમ જોર ઘણુંક જણાવે;
આવ્યાં મારગમાં જે જે ગામ,
જયશિખરનાં તે તમામ.
બાળી લુંટી કીધાં ઉદ્વસ્ત[1],
નાઠા લોક બિચારા સમસ્ત;
બધે વરતી રહ્યોછેજ ત્રાસ,
સર્વનાં મુખ દિસે ઉદાસ.



## પ્રવેશ ૪ થો.

**સ્થળ—પંચાસર શેહેરમાં જયશિખરીનો મેહેલ.**

**(જયશિખરી, પ્રધાન, સેનાધિપતિ. પાછળથી આસપાસના ગામના ગામડીયા લોક. અને શંકર બારોટ.)**

(એક ગાંધર્વ ગાન કરેછે)

**પ્રભાતનું વર્ણન રાગ ભૈરવ.**

(આજકા દાન ધન ધન મોરી માઈ) (એ રાહ).

દુંદુભિ દેરામાં જોનીવડિધિન બાજે,

૧ ઉજડ.

તડિધિન બાજે જોની તડિધિન બાજે, દુદુંભિ. ટેક.
પ્રસુતાર સુતાને કહે ઉઠ ઉઠ બે'ની;
થયું ભોર તોયે ક્યમ? સુઈ રેહે આજે. દુદુંભિ.
નાહી વાઈ જા નિશાળે સમય થયોછે,
દે'જે ગુરૂ તે જ્ઞાન ઝડપથિ મ્હાજે. દુદુંભિ.
પ્રભાતે ઉઠીને ભક્તો પ્રભુને પુજેછે,
આરતિ ઉતારે ઘંટા ઘણણણ ગાજે. દુદુંભિ.
પ્રેમ થકી પંખીયો સૌ આમ તેમ ઉડે,
મેના શુક હંસ બોલે મધુર અવાજે. દુદુંભિ.
સુરભી સહિત વત્સ ચરવાને જાય,
ચરી કરી પાણી પી આવશે સમિ સાંજે. દુદુંભિ.
નદિને કિનારે નારી નર ના'ય ધુવે,
નૃપ નિજ ચારૂ બાગે જઈને બિરાજે. દુદુંભિ.
શીળોને સુગંધિ વાયુ મંદ મંદ વાય,
રોગી તે નિરોગી બને જાય ફરવા જે. દુદુંભિ.
જગપતિ પ્રભુ તણિ છે અપાર લીલા,
અહા! આકાશ કેવું નિરમલ છાજે. દુદુંભિ.

**શંકર**--(પ્રવેશ કરેછે) લાવણી.

(નોકરી કઠન સિંધ બાંકી એ રાહ.)

અથવા સ્વયંજ્યોતી રૂપા. એ રાહમાં પણ ગવાશે.

ભુવડ લશ્કર લઈ આવેછે, (૨)
પંચાસર સ્વાધિન કરવા તે હામ ધરાવેછે. ટેક.
રજક મેં આપ તણું ખાધુ, (૨)

જેથી માની ઉપકાર પ્રથમ હું ચેતવણી આપું.
કરો જયશિખરી તૈયારી, (૨)
નહિતર પસ્તાવો કરવો પડશે દિલમાં ભારી.
નથી એ વાત જરા ખોટી, (૨)
મીર પટાવત ચડ્યો સેન લઈ સર્વ થકી મોટી.
સુરાતન ખુબ જણાવેછે, (૨)
પંચાસર સ્વાધિન કરવા તે હામ ધરાવેછે.

(લાવણી.)

ખુસ રહો સલંજન મેરા બિધાતા બેલી "એ રાહ."

**જયશિખરી**—નથી નથી કંચુકી પે'રી હાથમાં ચુડી, (૨)
હું ખુસી થયોછું સુણી વાત આ રૂડી. ટેક.
ભલે ભલે આવતો ભૂપ ભુવડ મુજ સામે, (૨)
ભલે ભલે લડાઇ કરે ભીંડી તે હામે.
નામર્દ હોય તે યુદ્ધ થકી ગભરાયે, (૨)
પણ મર્દ હોય તે રણમાં દોડ્યો જાયે.
કદી પડે શીરપર ઘાવ તથાપી ન હારે, (૨)
પડ્યો પડ્યો ઘણાને માર મારી સુવાડે.
જયશિખર નામને નહીં જવા દઉ ભુંડી, (૨)
હું ખુસી થયોછું સુણી વાત આં રૂડી.

**રાગ સીતાના મહીનાનો.**

**૧ લો માણુસ.** કોઈ દેશનો દુષ્ટ નરેષ, દયાનીધિ આવિયો;
તેણે ક્રોધ કરીને વિશેષ, જુલમ જગાવિયો.
**૨ જો માણુસ.** જ્યાંત્યાં બાળી લુંટી લીધાં ગામ પ્રજાનેપિડાકરી,
ભાગે બડકીને લોક તમામ, તેનાથી ડરી ડરી.

**૩-૪ થા માણસ.** મદમાતા મલો અલમસ્ત, ફકડ થઇને ફરે,
જેનું દેખે ઉઘાડું દ્વાર, તેના ઘરમાં ગરે.

**૧ લો માણસ.** કોઇની બેટી સ્ત્રી બાળી રૂપાળી જરૂર લેઇજાયછે
આપના પ્રગણાની માંય, જુલમ જણાયછે.

**૨-૩ જો માણસ.** શીમ શેઢે ન સા'રે સવાર, તોફાન કરે ઘણું,
કોઈ કરતું નથી કાંઇ વાર. કે'વું આ ધણીપણું.



# પ્રવેશ ૫ મો.

**સ્થળ—પંચાસરથી ૭ માઇલ ઉપરની જગા.**

**(મીરની છાવણી.)**

**(મીર, ચંદ, દ્વંદ, વેદ, વીગેરે બીજા માણસો.)**

(એક ગુણિકા ગાન કરેછે અને નાચે છે.)

( સજન મુખડા બતલાજારે. (એ રાહ ).

દૂર હઠ કૃષ્ન મુરારીરે,
હાથ જોડકે કે'તી અવલસે, ગિરિવરધારીરે. દુર. ટેક.
જાન નહી દુસરી બ્રિજ નારી, મેંતો હું બ્રખ્રુભાન દુલારી;
ગારી દોંગી મુખસે ભારી, કુંજ બિહારીરે. દુર. હાથ.

(એકદાસ મીરને પત્ર આપેછે.)

**મીર**—(પત્ર વાંચે છે.)

**સોરઠો.**

શ્વાન તુલ્ય આ રીત, ક્યાંથી દાખલ તે કરી;
થયું શું મન અમીત, રૈયત શું કરવા પીડે;

કુતરાને જન કોય, પાંગળો મારે જે સમે;
દુશ્મન હાજર હોય, તોપણ તે ડસવા ધસે.
એમ કર્યે શું થાય, મૂરખના સરદારરે;
ઉલટો વક્કર જાય. તારા મનમાં તું સમજ.

જી. જયશિખરી.



# પ્રવેશ ૬ ઠો.

**સ્થળ—જયશિખરીના મેહેલ આગળનો ચોક.**

**(જયશિખરી, પ્રધાન, સેનાધિપતિ, બાજા રજપુતો, અને ભાટ ચારણો. )**

( લડાઈ કરવાનો નિશ્ચય થયો છે તેથી ભાટ ચારણો જયશિખરીની ફોજને સુરવીરપણાની વાતો સંભળાવેછે.)

**ભાટ— શોભાવૃતની ચાલ.**

ભારથના છે સાર; પડે રણમાં જે કોઈ;
ઈંદ્ર અપ્સરા વરે, તેહને પળમાં મોહી.
ક્ષત્રી બચ્ચો જેહ, પુઠ પાછી બતલાવે;
માંસ તે તણું ગીધ, કાગડા શ્વાન ન ખાવે.
ફટફટ સહુકો કરે, કહેશે આવ્યો હારી;
પાવૈયા તેં થીદ, ભારે જણનારી મારી.
એ કરતાં તો ઉંચ, સર્વથી મરવું સારૂં;
માટે મારા સિર, તમારૂં જાણજો સારૂં.

ભલ્યુ રહેવું અહિં, કાષ્ટ કચરાના ઘરમાં;
ભલ્યું રહેવું અહિં, ચાલવું રોજ ફિકરમાં.
ભલ્યું રહિને અહિં, તાણવો ભાનો બોજો;
ભલ્યું રહિને અહિં, માણવી ફોગટ મોજો;
સમો ફરી નૈ મળે, કોઈ દિન આવો રૂડો;
ઝુકી પડો તે માટ, સુરવિરો રજપૂતો.
(જે દાસ પત્ર લઇને ગયોછે તે થોડીવારે જવાબ લાવી જયશિખરીને આપે છે. જયશિખરી વાંચે છે).

**જયશિખરી—** **સોરઠો.**

જીવવાના જો આશ, રાખે તારા દીલમાં;
તરણું લઈ મુજ પાસ, આવી ઝટપટ જા નમી.
નહિંતર ખોઇશ પ્રાણ, રાજ જતાં ઓ ચાવડા;
નથી નથીરે લાંણ, સમઝ સમઝ સમજાયતો.

લી. મોર.



# પ્રવેશ ૭ મો.

## સ્થળ—મોરની છાવણી પડીછે તે જગા.

### (ફોજનાં માણસો.)

(રાતે ભુવડની ફોજ ગાફલપણે રહીછે. એટલે કે તે માંહેલા કેટલાક માણસ પાસેનાં ગામ લુંટવા ગયાછે, કેટલાક આનતાનમાં મચી રહ્યાછે. કેટલાક રાંધવા ખાવામાં પડ્યા

છે, કેટલાક થાક્યાપાક્યા સુતાછે, કેટલાક ઉંઘેછે, કેટલાક જાગેછે, તે દરમીયાનમાં થોડાં માણસથી સુરપાળ તે ઉપર તુટી પડેછે. આ દેખાવ આપતી વખત સુત્રધાર ગાયછે.)

(સામલીયે યારને મોરી મટુકી છીના લીનીરે) (એ રાહ).

**સુત્રધાર**—ભુવડના સેનમાં સિંહ સરખો પડ્યો સુરપાળ. ટેક.

આવી અચાનક એણે ઝપાટો,
દિધો જેમ તેતર ઉપર બાજ. ભુવડના.
ક્રોધ કરી કારમો કડકડતો,
આણી ઉરમાંય અતિશય દાઝ. ભુવડના.
સર્પ સુપર્ણ નિહાળીને ભાગે,
ભાગે જેમ શ્વાન થકીરે શિયાળ. ભુવડના.
તેમ પડી રહી ભાગી જતાં ફોજ,
કો તણી બરછી અને રૂડી ઢાલ. ભુવડના.
ખેડુ લોકો જેમ કાપે દાતરડે,
કેવી રીતે ખેતરમાં જઇ શાળ, ભુવડના.
સમશેરનું તેમ જોર જણાવી;
ઘણાખરા યોદ્ધા કિધા પાયમાલ. ભુવડના.
ખબર પડી આસપાસવે ગામે,
દોડી ત્યાંથી આવ્યાં ઉમળકે શિયાળ. ભુવડના.
પકડી શિખા ખોપરી લેઈ નાસે,
ટપકતીછે સ્વાદ થકી તેની લાળ. ભુવડના.
સમડી ગીધાદી એવાં બીજાં પ્રાણી,

આકાશેથી ઉડી પડ્યાં આણી જ્હાલ. ભુવડના.
મડદાં ચુંથી ઘણા દીનીરે ક્ષુધા,
મટાડી થયાં તે પ્રફુલિત હાલ. ભુવડના.
ચંદ પટાવતને ઠેર મારી,
કિધો દૂંદને ખુબ લોહી લુહાણ. ભુવડના.
થોડીવારે પછી તે પણ મુઓ,
થઈ રહ્યો ત્યાંહીં અતિ ઘુમરાણ. ભુવડના.
ભુવડ સેનાપતિ મનમાં મુઝાયો,
તેણે જાણ્યું શા થશે આપણા હાલ. ભુવડના.
નિશ્વાસ નાખી નરમ થઈ બેઠો,
દઈ હાથ પોતા તણે તે કપાળ. ભુવડના.

(મીર હાર્યો તેથી તે બાકી રહેલા માણસ લઈ કલ્યાણી તરફ રવાના થાયછે.)



# પ્રવેશ ૮ મો.

(સ્થળ—કલ્યાણીથી આઠ મજલ ઉપરની જગા.)

(મીર, અને ફોજનાં કેટલાંક માણસ.)

(મીર પેહેલી લડાઈમાં હાર્યોછે, એ વાત ભુવડના જાણવામાં આવતાં તે થોડા સ્વાર, પાળા, લઇ તેની સામે ગયોછે. તેને જોઇ મીર શરમીંદો થઇ તેને તમામ વીતેલી વાત કરેછે.)

—**મીર**—(હાથ જોડીને) ગજલ.

ઇંદ્રસભામાં ગવાતા ઢબની.

(જા સખી તું વેગે તેડી લાવ અશ્વપાળ) (એ રાહ.)

રાત વખત અલ્પ સેનથી પડ્યો સુરપાળ;
સેન આપણા તણા કિધા હીણા હવાલ.
ચંદ દૂંદ ઠેર કર્યા શું કહું મહારાજ,
વેદ નાઠો તેણે કિધો કાસીયે જૈ વાસ;
હાર થાય એ સમાન અન્ય નથી દુખ,
બાકી બીજું સમજવું કે સર્વ વાતે સુખ.
શ્યામ વદન લેઈ આવ્યો આપની હું પાસ;
એજ મોટી ભૂલ કરી બુદ્ધિમાં કચાસ.
ધિઃક મારી દેહને મેં શાને ધર્યા જન્મ;
ધિઃક હવે જીવવું આ જગતમાં રાજન.
ત્યાંથી ડેડા[1] આવવા હું નિકળ્યો ખચીત;
પણ પછી વિચાર કર્યા ના જવું એ ઠીક.
શર્મ આવતાં હું રહ્યો આંહીં મજલ આઠ;
દિલમાં એવું થાય કરૂં જાણે આત્મઘાત.

ભુવડ—(મીરને હિંમત આપેછે.)

(નાથ તારે ચરણે હું નિત્ય નમુંરે.)
અથવા સજન મુખડા બતલાજારે). એ રાહ.

શાણાખો તમે હિંમત ન હારો કદીરે;
અકસ્માત દુખ આવી પડે તમે. ટેક.

1 કલ્યાણી.

કોઈ દિવસ છલકાતી પુરી,
કોઈ દિવસ વળી છેક અધુરી;
કોઈ દિવસ પુરૂ પાણી ન મળે એવી,
જોવામાં આવે નદીરે; થાણા.
અસ્ત ઉદય પ્રાસ્થિનથી જાણો,
સર્વ દિવસ સરખા ન પ્રમાણો;
થઈ વાતનો-શોક ન કરવો
હું,—કહુંછું સત્ય વદીરે; થાણા.



# પ્રવેશ ૯ મો.

## (સ્થળ—કલ્યાણી-રાજમેહલ આગળનો ચોક.)

## ભુવડ, મીર, સુભટો વીગેરે.

(ભુવડે લડાઈની મસલત માટે સુભટોની એક મોટી સભા ભરી તેમાં સૌનો એમ મત પડ્યો કે રાજાએ પંડે ગુજરાત ઉપર ચડાઈ કરવી તેથી ભુવડ મીર સમેત મોટી ફોજના ડીમાક સાથે ચડેછે. તેના દેખાવમાં સુત્રધાર ગાયછે. ફોજના માણસ ગાય તોપણ ચાલે.)

સુત્રધાર—(ચોસો—સર્વજન ઉઠી ઉભા થાઓ,
કમર કસી જુધમે ઝટ જાઓ (એ રાહ.)
ફોજ લઈ ચડ્યો પટાવત મીર,
સાથ યોદ્ધાઓ તે રણધીર,
હો નહીં તેહ જતાં કદી સીર;

ભરે પાછું ડગલું ન લગીર;
વાવટાનું ફગ ફગતું ચોર,
દેખી મદમાં ચાલે ગંભીર;
ભૂમિપર પાગ ઠરે નહીં થીર;
જબર કસરતથી ખુબ શરીર.
ઝંપઝંવાગે ઝંઝં ઝીર;
વળી ભુંપૂ ભુંપૂ રણસિંગ.
ભુવડને મનમાં છે બહુ ધીર;
જીતવા જેમ તેમ જયગીર
બડો સુરવીર.
(થોડે દીવસે પંચાસર જઈ પોચેછે ને તે શેહેરને ઘેરી લેછે.)

# પ્રવેશ ૧૦ મો.

## સ્થળ—પંચાસર.

(સુરપાળ, અને ફોજના માણુસો.)

(પ્રથમ પંચાસર ઉપર મીર હલ્લો કરેછે. તેને સુરપાળ હઠાવે છે.)

સુત્રધાર—(એની જલ્દી આવજે લઇને પીયુ મારા એ રાહ)
સુરપાળ ઢાલ તરવાર લેઈ કુદ્યો,
નૃપ ભુવડ સેનનો કરી દીધો છુંદો, ટેક.
જ્યમ હરણ વૃંદમાં વાઘ તલપ મારે,

ત્યમ દીધી તત્પ એક જોર થકી ભારે;
બધી ફોજ અતિશય ઉરમાં ગભરાઇ,
ભય પામી આમથી તેમ તે વિખરાઈ;
પછી મળી પરસ્પર વાત માંડી કરવા,
નકી નૅકી નહીં દે એજ અહીં ઠરવા.
એ અતિ શૂરોછે મારકણો યુદ્ધો,
નૃપ ભુવડસેનનો કરી દીધો ઘુંદો.



# પ્રવેશ ૧૧ મો.

**(સ્થળ—પંચાસર, રાજમેહેલ આગળનો એક ભાગ.)**

**(જયશિખરી, તેના ભાયાત, રજપૂતોની સભા.)**

(ભુવડની ફોજનું જોર જરા વધારે જણાતાં જયશિખરીયે પોતાના ખરા રજપૂતોની સભા ભરી તેઓને કહ્યું કે જેઓને ખરી દાનતથી લડવું હોય ને કેશરીયાં કરવાં હોય તેઓએ મારા તરફ આવવું. ને જેઓને બાઈડી છોકરાં વાલાં હોય તેઓએ ત્યાંજ બેસી રહેવું. એ બાબતમાં મને કાંઈપણ ખોટું લાગવાનું નથી.)

**જયશિખરી**—(રાજા હું મૈં કોમકા ઓર ઇંદ્ર મેરા નામ-એ રાહ)

કેશરીયાં કરવાં હોય તે, આવો બેસો આંય;
નાકરવાં હોય તે સહુ, રો'ની ત્યાંના ત્યાંય;
લલના જેને સાંભરે તે, સુખે પધારે ઘેર;
હું નહીં રાખું તેમના, ઉપર કિંચિત ઝેર ;

મર્દ તણું આ કામછે, તેથિ ન રાખી શર્મ;
સાચેસાચુ સુચવ્યું, જાણી મારો ધર્મ.

રજપૂતો—

છાજે નહીં આ આપને, કેવું કૃપાનિધાન;
દિલમાં નક્કી જાણજો, અમે નથી નાદાન.
ખાધું પીધું આપનું તે, કરવા નહીં હરામ,
જાત અમારે સિરછે, પંચાસરના જામ.
કટકો બટકું નાખતાં, ગુણ ભુલે નહીં શ્વાન,
તો ઉમ્મર કાઢી અમે, ક્યમ ભુલીયે એહશાન.
જે વખતે આજ્ઞા થશે, આપ તણી તતએવ,
તે વખતે પડશું ધસી, હર હર કરી મહાદેવ.

---

## પ્રવેશ ૧૨ મો.

### સ્થળ—પંચાસર.

**(સુરપાળ, અને ફોજ માંહેલા કેટલાક જમાદારો.)**

(એક દાસ સુરપાળને પત્ર આપેછે.)

સુરપાળ—(વાંચેછે.)

(ધરસેં યાં કોન ખુદાકે લીયે લાયા મુજકુ. એ રાહ)

વિનય પૂર્વક સુરપાળ હું વિનંતિ કરૂ,
માનજો વેણ આટલું તો મનમાં ઠરૂ;
ડોળ દુશ્મનનો રાખી મળી જાઓ મને,
તો હું અર્ધ આપુ ભાગ ગુજરાતને;

જવાહિર મોતી રત્ન બિજું દ્રવ્ય ઘણું;
થશે કામ મારી સાથ વળી આપ તણું.
નથી છેહ દેવો સાક્ષી જગદિશ્વર છે;
ફરૂં તો પુત્ર મારા કર્ણ કેરા સમ છે.

લી. ભુવડ. (સોળંકી.)

---

# પ્રવેશ ૧૩ મો.

**સ્થળ—પંચાસર નજીકની જગા.**

**(ભુવડ, કરણ, મીર. અને બીજા સામતો.)**

(મોકલેલો દાસ પત્રનો જવાબ લાવેછે.)

ભુવડ—(વાંચેછે) (રાગ ઉપરનો.)

કુડ્ર વિદ્ધિ આવી મોકલતાં લાજ નાવી;
તુચ્છકાર સલાહ આ તુને કુણે બતાવી.
લેજે લક્ષમાં લલચાઉં નહીં કોઇ વાતે.
નક્કી નક્કી જાણ કેમકે છે મારે જાત માથે.
ઇંદ્રનું કદાપી રાજ મળે તો ન ચુકુ.
વમન તુલ્ય ગણી થુથુ કરી ત્યાં થુકુ;
પૂર્વથી કદાચ પશ્ચિમમાં સૂર્ય ઉગે,
પરંતુ ક્ષત્રી પૂત્ર શુદ્ધ હોય તે ન ચુકે.

લી. સુરપાળ.

("આવો સુરપાળનો બેપરવા ભરેલો પત્ર વાંચતાં ભુવ-

ડને એ વિષે લાગણી થતાં તેણે તે દિવસથી પોતાનું જોર વધારે જણાવવા માંડ્યું. આણીગમ પોતાના કેસરીયાં પહેરેલા અને "ગુર્જરમાતકી જે" એવા શબ્દ ઉચ્ચરતા રજપુતોથી જયશિખરી તૈયાર રહેલો છે. તે છેલ્લી મુલાકાતને માટે પોતાની સ્ત્રી પાસે રંગમહેલમાં જાયછે. નિચે ઘોડાના હણહણાટથી, તોપના અવાજથી,—શૂર ચડે એવાં વાજીંત્ર વાગવાથી, અને ફોજના માણસના સોરબકોરથી ધરા ધમધમી રહી છે, તરવાર, બરછી, ભાલા, સૂર્યના તેજથી ચળકી રહ્યાં છે, અને તે રક્ત પીવાનું જાણે પરસ્પર અથડાઈ ખણણણ શબ્દથી જાણે ખુશાલીની વાતો કરતાં હોયની!! એવી નિશાની બતાવેછે."—

સુરાઓ જયશિખરી આવ્યાની વાટ જોઈ રહ્યા છે. અને તેઓ ધારેછે કે ક્યારે રાજા રણસંગ્રામમાં જવાની રજા આપે કે તુરત લડી અપ્સરાઓના કોમળ હાથની વરમાળ પહેરી લૈયે.)

---

# પ્રવેશ ૧૪ મો.

**સ્થળ—પંચાસર, રંગમહેલ.**

**(જયશિખરી, રૂપસુંદરી, પાછળથી સુરપાળ. અને દાસી.)**

**જયશિખરી**—(રૂપસુંદરીને.)

(કામણ દિસેછે અલબેલા તારી આંખમાંરે. એ રાહ.)

દુશ્મન દળ આવ્યુંછે પાસે માટે જાઉછુંરે,

રજા ચાહુછુંરે, ટેક.

(આપણ) રજપૂતોએ ઝંડો ધરીયાં, પેરી ઉભા તે કેસરીયાં
નહિં નહિં વાર લગાડો હું, અકળાઉછુંરે. દુશ્મન. રજા.
છોડી જવું ઓ! પ્યારી તુજને, નથી નથી ઘટતું કિંચિત્ મુજને,
પણ શું કરવું આ વખતે લાચારછુંરે. દુશ્મન. રજા.
લેણ દેણનો અંત આવતાં, પડીયે આપણ બેઉ વછુટાં,
સમજેછે તું દિલમાં ડાહિ *સાબુરે. દુશ્મન. રજા.
નિજ બંધવ સાથે સંચરજો, ગર્ભતણું સુ રક્ષણ કરજો;
છેલ્લું મળવું થાતાં મસ મુઝાઉછુંરે. દુશ્મન. રજા.

(જવા માંડેછે, રૂપસુંદરી તેને અટકાવેછે)

**રૂપસુંદરી**—(કોટે વળગીને.)

"સૈયર દુખ શું દાખવું."– એ રાહ.

પ્રાણપતી પિયુ માહરા, રજા કેમ અપાય,
દેખુ નહીં ક્ષણ એક તો, મારૂં હ્રદય ચિરાય. પ્રાણ૦
જાવું કદાપી જો હોત તો, રમવાને શિકાર,
તોતો રજા ઝટ આપતે, ન લગાડત વાર. પ્રાણ૦
પણ આતો વિપરિત વાતછે, જાણોછો ભરથાર,
તેમ છતાં રંક દાસીને. કરો કેમ લાચાર. પ્રાણ૦
રત્ન વગરની જે આંખડી, જોતાં કેવી જણાય,
કંથ વિના તેમ કામની, તેના જેવી ગણાય. પ્રાણ૦

---

* બધુ.

છેલ્લું આ મળવુંજ થાયછે, તેથી મસ હું મુઆઉં,
એવી સુણી દિન વાણીને, કેમ ના મરી જાઉં. પ્રાણ૦
પૂર્વે કે પ્રૌઢ પાડી હશે, બાળ હરણને ફાળ,
કાંતો જુદાં મેં મૂક્યાં હશે, સતિને શિર આળ. પ્રાણ૦
ગૌચર સર્વ ખેડાવીને, વવરાવેલ સાળ,
રંક રાંડીરાંડ કોઇનો, ઓળવેલોજ માલ. પ્રાણ૦
પાપ બધાં તે પ્રગટ થયાં, તેથી પામુ વિયોગ,
નહિતો પ્રભુ મેળવત નહીં, કોદી આવોરે જોગ. પ્રાણ૦

(એક દાસ સુરપાળને અંદર આવવાની રજા માગે છે. જયશિખરી આપેછે)

ક્યાંથી આવી પીસ્યા જુવડે, પાડ્યો રંગમાં ભંગ,
કિયા જનમનો વેરી હશે, કે આ વાગિયો બંગ. પ્રાણ૦

(મુર્છાવશ થાયછે તેને સાવધમાં લાવવા જયશિખરી તેની આંખો ડાભેછે. ને રજાથી સુરપાળ આવ્યોછે તે તેનો હાથ પકડી બેઠી થવા પ્રયત્ન કરેછે. થોડીવારે સુદ્ધીમાં આવતાં ગદગદિત થઇ જયશિખરીનો પાલવ પકડી કહેછે. પશ્ચિમના કિલ્લાનું ગાબડું નિકળવાના તૈયારીમાં છે તેવી ખબર સુરપાળને મળતાં તે તુરત ત્યાં જાયછે.)

(મેહેલ પધારો મહારાજ માણીગર મેહેલ પધારો. એ રાહ)

રૂપસુંદરી—

નહિરે જવા દેઉં નાથ, તમોને નહીંરે જવા દઉં,
સાચી કહુ છું હું વાત, તમોને નહીંરે જવા દઉં. ટેક.

પ્રિતમ મારા પ્રાણરે, હૈયાના છો હાર,
માંથા મુસ્તકના મણિ, મારી સેજ તણા શણગાર. તમો.

**જયશિખરી**—સાચીછે એ વાત પણ, દુશ્મનને ન નમાય;
જો કરીયે પ્યારી તેમ તો, નિશ્ચે લાજ જગતમાં જાય.
સગુણી શાંત થઇને.
આપો રજા ઝટ જાઉં, સગુણી શાંત થઇને:
મારી રીપુ હરાવાઉં, સગુણી૦ ટેક.

**રૂપસુંદરી**—નમવાનું કે'તી નથી, રાખો મુજને સાથ;
જેમ આવડશે તેમ હું, અસિ સાહી લડીશ ઓ નાથ.તમો•

(એક તોપના ગોળા શિખર ઉપરનું સુવર્ણનું ઈંડું ઉડાવીદેછે.)

**જયશિખરી**—નાના તેમ બને નહીં, નહીં અર્થ કરો હેરાન;
આ વખતે હઠ દ્યો તજી, (ચુંબન લઇ) મારી
સમજુ ઓ ચતુરસુજાણ. સગુણી.
(જયશિખરી જાયછે.)

**રૂપસુંદરી**—(પછાડ ખાઇ) ગજલ.
જા સખી તું વેગે તેડી લાવ અશ્વપાલ. એ રાહ.
રે જગતપતિ શું કિધો, આવડો તેં કોપ,
ક્યાંથી મારા કર્મમાં, લખ્યો ભુંડા વિયોગ;
આમ છેક છાજે નહીં, દિનજન પ્રતિપાળ,
તારે તો સમદ્રષ્ટિ, રાખવી ઘટે કૃપાળ;
તેમ છતાં એક તરફ, રાખી રહે રે'મ,
બીજી તરફ દ્દષ્ટિ કરે, અવકૃપાની કેમ!

જે તુને ગમ્યું તે ખરૂં, પણ હવે એ બાપ;
મુજ પતિને સા'ય થજે, સુણિને વિલાપ.

**દાસી**—(પ્રવેશ કરીને.)

(સ્વસ્તિ શ્રી સ્નેહપુર ગામ, શોભે સારૂંરે એ રાહ.)
છોજી ચતુર શિરોમણિ આપ, સુત્ત એ બાઈરે;
છોડી દુર કરો પરિતાપ, મુકો આડાઈરે.
નથી ઘટતું આ વખતે એ'ન, તમને જરીયેરે;
રાતાં ચોળ રોઈ થયાં નેણ, આંસુ ન ભરીયેરે.
જાણો તેમ છતાં કરો આમ, છે એ અવળુંરે;
પ્રભૂયે જે સમે કિધું જેમ, લેવું સવળુંરે.
છેજી રજપુત કેરો ધર્મ, રણમાં ચડવુંરે,
ઘટે કે'વું પતિને તે કાજ, પાછા ન પડવુંરે.
તેમના કરતાં તેની હામ, આપ હરોછોરે;
ડુસકાં ભરી શોકાતુર, તેને કરોછોરે.
એતો અણઘટતું કે'વાય, ગુર્જર રાણીરે;
આપણું તો છે. ઉલટું કામ, ચઢાવવું પાણીરે*.
સાથે તેડ્યાં ન તમને કેમ, તેનું કારણરે;
જાણી ગર્ભ કરેલો વિચાર, અન્ય ન કૈં પણરે.
શોક કિધાથી બ્હેર શરીર, મારી કળેછેરે;
ગર્ભસ્થાનમાંથી કોઈવાર, ગર્ભ ગળેછેરે.
માટે શોક કરી સહુ ત્યાગ, હિમ્મત રાખોરે;
રંક દાસી તણો રૂડો બોધ, ઉરમાં ઉતારોરે.

---

*સુરાતનનું પાણી.

# પ્રવેશ ૧૫ મો.

**સ્થળ—પંચાસર નજીકની જગા.**

**(ભુવડ, અને આબરૂદાર સામતો.)**

(ભુવડની ફોજને સુરપાળે હઠાવી તેથી ભુવડ પોતાના આબરૂદાર સામતો સમક્ષ બોલેછે.)

**ભુવડ**—(રીસથી) રાગ બરવો અથવા સોરઠાની ઠુમરી.)

(શરદરે'ન જુક રહી બનમે સો મોરલી અધર ધરેરે–એરાહ.)

અરે દુષ્ટ ચંડાળ સુભટ સૌ', દિલમાં લાજી મરોરે. ટેક.
બાવન દિવસથી ઘેરો પણ, કાંઈ ન તર્ક કરોરે;
દુશ્મનનું બળ જોઈ તમે શું, પાછો પાગ ભરોરે. અરે૦
દાઢી કાતરા મુચ્છ મુંડાવી, વ્યંડળ નામ ધરોરે;
સ્યામ વદન દેખાડો ન મુજને, લુચ્ચા દૂર રહોરે.
(ધક્કા મારેછે) અરે૦
ધણી તણું ખુબ ખાઇ પછી જે, લુણ્યુ હરામ કરોરે,
નહિં નહિં નહિં જગદિશ્વર સાંખે, નર્કથી નહિં નિસરોરે. અરે.
ઘેર જવાની આશ ન ધરતાં, રામ નામ સમરોરે,
દુશ્મનના કરથી કાં'તો, મુજ હાથ થકીજ મરોરે. અરે૦
બે મારગ તમને દરસાવ્યા, તેમાં એક ગ્રહોરે;
ડાંડ લફંગા ગર્ધવ બંધા, નહી થાયે છુટકોરે, અરે૦
આ વખતે જે પાછો હઠશે, તેને લેઈ છરોરે, (કાઢેછે.)
(ઉગામેછે.)
બચ ભોંકી ઝટપટ તેનો હું, કાઢીશ પ્રાણ પરોરે, અરે૦

(ભુવડ જયશિખરી ઉપર તુટી પડેછે, ત્યાં એકુબીજાનાં માણસોનો નાશ થાયછે. ખરો વખત આવતાં જયશિખરીયે સુરપાળને તેડાવી કહ્યું કે તારી બે'ન ગર્ભવંતી છે તેને તું કોઈ નિર્ભયસ્થાને મુકી આવ વીગેરે.)

---

# પ્રવેશ ૧૬ મો.

સ્થળ—પંચાસર.

જયશિખરી, સુરપાળ.

**જયશિખરી**—(સુરપાળને) ભૈરવ.

તડિ ધિમ ધિમ નોબત બાજે (એ રાહ.)

સુરપાળ તમે મુકી આવો, ગર્ભવંતી તવ ભગનીને સુરપાળ.ટેક.

(સુરપાળની આંખમાં આંસુ જોઈ.)

મનમાં કાંઈ નલાવો ઓછું, રદય મુદલ નવ રાખો પોચું;
મારા સમ તમને દિલમાં દિલગીર લગાર ન થાઓ.

સુરપાળ. ગર્ભ.

એમ કર્યાથી કાંઈ ન વળશે, ઉલટું આપણું કામ કથળશે,
બહુ જીવ બળશે ને પછી થાશે–ઉર વિષે પસ્તાવો;

સુરપાળ. ગર્ભ.

**સુરપાળ**—

જાવું અહીંથીરે ક્યમ ગોઠે, સમજુ થઈ ક્યમ ભુલો પોતે;
કેમ કરી પગ ઉપડે મારો, શીદ મને શરમાવો;

**જયશિખરી**—સુરપાળ તમે મુકી આવો. ગર્ભ.

વિધાતાનું ધાર્યું બનશે, તેમાં કાંઇ ફેરફ નવ પડશે;
માટે સ્મરણ કરો ઈશ્વરનું-શું કરવા અકળાઓ.
**જયશિખરી**—સુરપાળ તમે મુકી આવો. ગર્બ.

(ઘણા આગ્રહથી સુરપાળ જાયછે.)

---

# પ્રવેશ ૧૭ મો.

## સ્થળ—રસ્તો.

### (રૂપસુંદરી, સુરપાળ)

**રૂપસુંદરી**—(સુરપાળને)

(પ્રભુ પદ પંકજે સદા હું પાય લાગુરે—એ રાહ.)

પ્રિય પતિ છોડી સુરપાળ નહીં આવુંરે. ટેક.
તુને ગમે તો શિર છેદ મારૂ,
લેની તારી પાસ તે નમાવુંરે. પ્રિય૦
બ્રહ્માંડ કેરૂં દુઃખ પડે માથે,
તથાપી અત્રથી ભરૂં ન ડગ આવુરે. પ્રિય૦
જગનીની કંઈ દાઝ ન જાણે,
થઈ બંધવશું દેછ જ્ઞાન આવુંરે. પ્રિય૦
આખર સમયે શિરમણિ મૂકી,
ઘટે ન કોઈ સ્ત્રીને કો થાનકે[1] જાવુંરે. પ્રિય૦
કેનારો તું કહી રહ્યો વિરા,
પણ જાણ મારેછે સતિજ થાવુંરે. પ્રિય૦

---

૧ સ્થાનકે.

**સુરપાળ**—("જલ્દીસે આવાજી લોક આપું તુને પ્રિતથી" એ **રાહ**)

(રજપૂતમાં) સતિ થવાની નથી નવાઈ ચાલ મારી સાથે,
ચાલ મારી સાથે આપી આજ્ઞા તુજ નાથે. ટેક
પતિ તણું પડતાંજ વેણુ, લઇયે ભુંડાં માથે;
જાણી જોઈ શું-કરવા, હેરાન થવું હાથે. સતિ.

(જાયછે)



# પ્રવેશ ૧૮ મો.

## સ્થળ—પંચાસરનો દરવાજો.

**(જયશિખરી, ભુવડ, પછવાડેથી પાંચસેં દાશીયો, તથા શેઠ સાહુકાર.)**

(જયશિખરી તથા ભુવડ સામસામે લડેછે, બહાદુર જયશિખરીયે ભુવડનાં ઘણાં માણસો માર્યાં. આખરે તેની પાસે છેક થોડાં માણસ હોવાથી તેનો નાશ થાયછે, પાંચસેં દાસીયો ભુવડના લશ્કરને પુર બહાર કાઢી જયશિખરીના શબને ઊંચકી લાવેછે. રાજમેહેલ આગળ દહનક્રિયાની સામગ્રી તૈયાર થાયછે. પછી થોડીવારે ભુવડ શેહેરમાં પેસે છે. તેના લશ્કરને રૈયત પોતાના છાપરા, અગાસી ઉપર ચડી નળીયાં તથા પથરા મારેછે, ભુવડ સર્વ વાતનો બંદોબસ્ત કરી નાતા પડતા બાળવાજતલ કેટલાએક શેઠ સાહુકારે તથા બીજાં માણસને શિખામણ દઈ શાંત સ્વ-

ભાવથી વારી જયશિખરીનાં વખાણ ગાયછે)

**ભુવડ**—(સ્વગત) રાગ કાલીંગડો.

(મુસાફરેરે દિલકુ દે ગયા ડાગ--એ રાહ.)

જયશિખરીરે ધંન! ધંન! છે તને,
ચાવડ જાતમાં ચંદ્ર તું પ્રગટ્યો;
ધંન! તુજ માત તાતને, જયશિખરીરે.
ઘેરો રહ્યો દિન બાવન સુધી,
પણ નહીં હાર્યો હામને, જયશિખરીરે.
જીવ જતા લગી ટેક ન મૂક્યો,
દિધો નહિં ટકવા મને, જયશિખરીરે.
વવા! સુરા કુળનેજ તાર્યું,
તુજ જેવું કોથી ના બને, જયશિખરીરે.

(ભુવડે જયશિખરીની ઉત્તરક્રીયાનું કામ આટોપ્યા પછી જ્યાં તેને અગ્નિસંસ્કાર દીધો હતો ત્યાં એક શિવાલય ચણાવ્યું, તેમાં જે મહાદેવની મુર્તિ સ્થાપી તેનું નામ તેણે "ગુર્જરેશ્વર" પાડ્યું. ભુજ અને સોરઠના રાજાને જીત્યા પછી તેને અહીં રેહેવાની મરજી હતી, પણ સુરપાળ રૂપી કાંટો ખુંચશે એમ ધારી એક સુબો મૂકી તે કલ્યાણી જતો રહ્યો.)



# પ્રવેશ ૧૯ મો.

**સ્થળ—વન.**

**(રૂપસુંદરી એકલી, પાછળથી ભીલડી.)**

(સુરપાળ મુકીને ગયા પછી સુર્ય અસ્ત થતાં રૂપસુંદરી ગભરાઈ ઉઠી આમ તેમ ફરવા માડે છે. અને ઈશ્વર-સ્તુતિ કરેછે.)

**રૂપસુંદરી**—(સ્વગત) "હમકુ છાંડ ચલે બનમાધુ"—**એ રાહ).**

જગપતિ પ્રભુ કેમ! વિયોગ પડાવ્યો,
હે! મુજ પ્રાણપતિથીરે—ટેક.
દિનદયાળું નામ ધરીને, દિન ઉપર દુખ નાખેરે;
ઘટીત નથીરે તુને પરમકૃપાળુ, ઝીણી નજરથી ન ઝાંખેરે.
જગપતિ.
યુદ્ધે ચડ્યાછે જીવન મારા, તે તાણું રક્ષણ કરજેરે;
બિજું હું કે'તી નથી કંઈ માયબાપ, એજ વિનંતી શ્રવણે ધરજેરે.
જગપતિ.

**ભીલડી**—(રૂપસુંદરીને જોઇને) ડાહીંગડો.

( અકળામાં તું આવડી બધીરે મારી આશ્રી—એ રાહ. )

કેમ! ફરે બાવરી આ રાનમાંરે બાઈ;
કે'ની મુને વાત થઇ ધાંતરેજી,
વંન તણી દેવી જેવી દિસતીરે બાઈ,
ભાગ મારા મંન તણી ભ્રાંતરેજી;
રાજવંશી તું જણાયછે નક્કીરે બાઈ,

કેમ! નથી કોઇ તારી પાસરેજી.
એકલાં રે'વામાં નથી ફાયદોરે બાઈ,
ક્યાં! ગયાછે સર્વ દાસી દાસરેજી;
વાઘ વરૂ સિંહ રીંછ દીપડારે બાઇ,
માંસહારી પ્રાણિ વસે આંહીરેજી.
દુષ્ટ ક્રુર આવી તુંને પીડશેરે બાઇ,
તું ખચીત જઇશ મારી વાહીરેજી;
લાલચોળ કેમ! બની આંખડીરે બાઈ,
કેમ? ભરે ડુસકાં અતિશરેજી.
જગ્તપતિ પ્રભૂ તુંને ખમા કરેરે બાઈ,
શું? પડ્યુંછે દુઃખ તુંજ શીશરેજી;
દુઃખને હુલાવિયે ફુલાવિયેરે બાઈ,
તેમ તેમ તેનું વધે જોરરેજી,
પણ જો તેની સાથ બાંધી બાકરીરે બાઈ;
તો પડેજ નર્મ તેનો તો'રરેજી,
જો કદાચ ચુકી હોઉં માર્ગનેરે બાઈ.
તો હું ચિંધું ચાલ મારી સાથરેજી,
કંથે કાઢી મૂકી હોય રીસથીરે બાઈ;
તો તે કહે જોડું ઉભય હાથરેજી,
કર ખુલાસો વાત લાગે વિપરીત બાઈ.
પાડ સતિ સુત્ત ઝટ ગંભરેજી,
જો તું રંચ ભેદ રાખે હું થકીરે બાઈ;

તો તુંને ભુંડાછે મારા સંમરેજી,
મેં જાણ્યું કે કોણ! આ અરણ્યમાંરે બાઈ.
સુર ઝીણાથી કરે કલ્પાંતરેજી,
તેથી દોડી આવી અહીં ચોંપથીરે બાઈ,
સુણવા દુઃખી તણું વૃતાંતરેજી.

**રૂપસુંદરી**—(રાગ ઓધવજીના સંદેસાનો.)
સાંભળ મારી વાત દયાળું ભામની,
જે કે'તાં મુજ હૈડું તુરત ભરાયજો;
રાખુ કઠણ પણ તે જરીયે રે'તું નથી,
થર થર થર થર ધ્રુજે મા'રી કાયજો. સાંભળ.
કલ્યાણીનો ભુવડ ભુપ બલિષ્ટ તે,
યુદ્ધ કરે પંચાસર નૃપની સાથજો;
ઝાઝું તેહ તણું બળ જોઈ કંથડે,
દીધી મને મોકલાવી રાતો રાતજો. સાંભળ.
જાણ્યું કે જો રક્ષણ ગર્ભ તણું થશે,
તો સુધરશે એલને રે'શે વંશજો;
નહિં નહિ તે નહિં ભુલે કોદી કારમો,
સોળંકીના ઉપરનો જે ડંસજો. સાંભળ.
દુઃખની મારી હું તો આંહીં આવીછું,
હાલ નથીરે કોઈ તણો આધારજો;
દૈવે દંડ દિધો તે ભોગવી છુટવું,
શું! કરીયે તેની આગળ લાચારજો. સાંભળ.

**ભીલડી**—(રૂપસુંદરીને હર્ષથી ભેટી) (**રાગ વણઝારાનો.**)
(હરી કલંક મારૂં ઉતારો, મુજ પ્રાણપતિને ઉગારો-(એ ઢબ.)
નહીં થાઓ દુખી કોઈ વાતે, ચલો સુખી થશો મુજ સાથે ટેક.
તમે જયશિખરીનાં રાણી, છો એ વાત મેં હમણાં જાણીરે;
નહી ચલો.
જુઓ ઊંચા નિચા પેલા ઉભા, બાઇ એજ અમારાછે કુબારે
નહીં. ચલો.
તહીં ભીલ ભીલડીયો મળશે, તેની ગમ્મતથી કાંઈ ગમશેરે.
નહીં ચલો.
સુરોછે સરદાર* અમારો, તહીં ભુવડ કોણ બિચારોરે;
પિટ્યો એછે શું કરનારો, તમે ઉરમાં હીંમત ધારો.
(તેડી જાયછે).

---

# પ્રવેશ ૨૦ મો.

## સ્થળ—રસ્તો.

**(સુરપાળ એકલો.)**

જયશિખરી પડ્યાના ખબર મળ્યાછે એટલે ગભરાયછે.
ને ઉકેલ પાડવા બાબત ઘુટણીયે બેસી ઇશ્વરસ્તુતી કરેછે.)
**સુરપાળ**—(સ્વગત) બેદાદ મુજે યાદ હે વલ્લાહ તુમારી. એ રાહ)
જગદિશ્વરા જગતાત પાડ ઉકેલ શું કરવું,

---

*જયશિખરી.

નાથ સુઝ પડતા બાપ ડગ કેણી મગા ભરવું— ટેક.
જયગીર પડતાં હું થયો જખમી જરૂર અરે,
નથી દુખ થાતું સહન આથીછે ભલું મરવું. જગદિશ્વરા.
ભુમિ દિસે સુનકાર પંખી શબ્દના સુણાય,
ગુજરાત રાંડી તેથી લાગેછે બધે વરવું. જગદિશ્વરા.
જો એ'ન પાસે જાઊંતો શરમીંદ થાઉછું.
ન જાઊં તો કે'નિરે ઓથે તેહને ફરવું. જગદિશ્વરા.
પ્રભુ મો'ત આપ કે મુંઝાટ દિલથી મટે,
મુને નહિં ગમે આ વિશ્વમાં વિલે મુખે ફરવું. જગદિશ્વરા.

(જ્યાં એ'ન મુકી આવ્યોછે ત્યાં જાયછે.)



# પ્રવેશ ૨૧ મો.

સ્થળ—વન.

(સુરપાળ એકલો.)

સુરપાળ—(એ'ન નાદીઠી એટલે)

અભંગ ચાર ચરણી. (અગમ અપાર—એ રાહ).

નથી એ'ન આંહી, અરરર મા'રી;
ગઈ ક્યાં બિચારી, હાય હાય.
ગર્ભવંતિ તે છે, બહુ દુખીયારી;
નાખી હશે મારી, વરૂ વાઘે;
જતાં જીવ તેને, પડ્યું હશે દુખ;
થયું હશે મુખ, ઓશિગણ.

બનેવી મરાવી, બે'નના બચાવી;
બેઠો અહિં આવી, શાને માટે;
લઈ પેલો પા'ણો, છાતિમાં ધબેડું;
આવે યમ તેડું, કરૂં એવું.

(પા'ણો મારવા જાયછે. એટલે હાં! હાં! હાં! એવા શબ્દથી આકાશવાણી થાયછે.)

**આકાશવાણી**—(બલકનારે બુદા બાવિંદ. એ રાહ)

તહારી બે'ન જીવતીછે, ભીલોની સા'થ ઝા'ઝીછે;
ફિકરહે! રાખમાં સુરપાળ, નહિં તું આણુ તારો કાળ.

**સુરપાળ**—(આશ્ચર્ય પામી સ્વગત) **બિહાગ.**

(કૃપાનીધિ પૂર્ણ મનકામ કરો એ રાહ)

જંગલમાં શેનો થયો હમણાં અવાજ. ટેક.
આસપાસરે મનુષ્ય નથીકો,
કુણે જાણી હશે દાઝ. જંગલમાં.
બે'ન તહારી જીવતી રહીછે,
માટે શોક કરતાજ. જંગલમાં.
વાણી ઉપરની આશ્ચર્ય વાળી,
શ્રવણે સુણિ મેં આજ. જંગલમાં.
પાડ સમઝ ઓ! જગપતિ ધણી,
દયાનીધિ ગરિબનિવાજ. જંગલમાં.

— ❧ —

# પ્રવેશ ૨૨ મો.

**(સ્થળ—પંચાસરથી ઉત્તરમાં થોડા માઈલ ઉપરનું વન.)**

**( રૂપસુંદરી, પાછળથી ભીલડીયો. )**

**રૂપસુંદરી—**

જયશિખરી પડ્યાના ખબરે મળતાં ગળગળી થઈ લમણે હાથ દઈને

**લલિત છંદ.**

મુકિ પિયૂ મને, કયાં જતાં રહ્યા,
કયમ ન આપને, આવિરે દયા;
નિકર રોજતો, રે'મ રાખતા,
હરઘડી હુંને, યાદ લાવતા.
વખત જોઈને, ઘા દિધો ભુંડો,
ઉર વિષે અતિ, સાલશે ઉંડો;
અબળ જાતની, બુદ્ધિ પાનિયેં,
જરૂર કે'ણિ એ, સાચી માનીરે.
અરરર! હાય હું, નૉતી આવતી,
અરરર!! હાય હૂ, નો'તિ ધીરતી;
પણ પિટયો મને, ભાઈ લાવિયો,
પૂરવનો હશે, તે મદિ [1]ખરો.
ઉદર પાકયું ત્યહાં, [2]અન્ય શું કરે,
ગગન ફાટયું ત્યહાં, હાથ કોણ દે;

---

[1] દુશ્મન. [2] બીજા.

મતિ દઇ ઉંધી, ભોળવી મને,
ભઇ થઇ ભુંડા, ના ઘટે તને.
પુર તણા રૂડા, કોટ કાંગરા,
નિરખવા નથી, આ ભવે જરા;
નફટ જીવ તૂં, એસિકાં રહે,
બદલ ખોળિયૂં, જો બળે દવે;
નિકળ આંહીથી, ઓ અભાગીયા,
શરમ શું નથી, આવતી અલ્યા,
વજર તુલ્ય ઓ, છાતિ રાંડરે,
કયમ ન ફાટતી, આ સમે અરે.

**ભીલડીઓ**—(પ્રવેશ કરીને)

(કંગનવા મોરા કરસે સરક ગયોરે—એરાહ

**બધીસાથે**—રોતાં રો'શાણી રાણી તમે શોક હરોરે.
**૧લી ભીલડી**—ક્ષણ ભંગુર દેહિ જાણી,
**૨જી ભીલડી**—ઉર બ્રહ્મ જ્ઞાન આણી.
**બધીસાથે**—રોતાં રો' શાણી રાણી તમે શોક હરોરે.ટેક.
**ઘરડી ભીલડી**-(ધ્રૂજતી ધ્રૂજતી) ગયું તેહ જવાનુંરે, એ પાછું નહીં મળવાનુંરે.
**૧લી ભીલડી**—જગદિશ્વરની જે ઈચ્છા,
**૨જી ભીલડી**—તે થાય કદી નહિં મિથ્યા,
**૩ તથા ૪ થી ભીલડી**—કરપા'ણો લઈ ક્રોડ વાતે કુટી મરોરે;

**બધીસાથે**—રોતાં રો' શાણી રાણી તમે શોક હરોરે.
**૧લી ભીલડી**—પ્રસવ વેળા થાશેરે, ને તેવું કૈંક જણાશેરે;
**૨જી ભીલડી**—તો સર્વે પાસે રહીશું,
**૩જી ભીલડી**—વળી જે જોશે તે દેશું,
**૪રડી ભીલડી**—વ્હેતી જળ અશ્રુધારા હવે બંધ કરોરે;
**બધીસાથે**—રોતાં રો' શાણી રાણી તમે શોક હરોરે.
**૨જી ભીલડી**—મોટામાં સુખ મોટુંરે, પતિથી બીજું છોટુંરે;
**૧લી ભીલડી**—પણ તે નહિં તમને છાજ્યું,
**૩જી ભીલડી**—દિલમાં તેથી બહું દાઝયું.
**૪થી ભીલડી**—શું કરીયે ભાવિ બનિયું બાહિં મત ધરોરે;
**બધીસાથે**—રોતાં રો' શાણી રાણી તમે શોક હરોરે.
**૧લી ભીલડી**—અમે સૌ લોક પા'ડીરે, નથી બીજા અ-
નાડીરે;
**૨જી ભીલડી**—ચિત્તમાં ચિંતા નવ ધરશો,
**૩જી ભીલડી**—કિંચિતના અમથી ડરશો;
**૧લી ભીલડી**—ઉદરાવો દૂર કરી આંહી સુખેથી ઠરોરે,
**બધીસાથે**—રોતાં રો'શાણી રાણી તમે શોક હરોરે.

(દિલાસો દઇ જાયછે, ત્યાર પછી થોડેક દિવસે રાણીને પુત્ર પ્રસવ થાયછે છમાસ વીતતાં સીલગુણ સુરી મળેછે)

— ❧ —

# પ્રવેશ ૨૩ મો.

**સ્થળ—વન.**

**( રૂપસુંદરી, અને સીલગુણસુરી. )**

( રૂપસુંદરી ઉદાસ વૃતીએ એક ભીલડી સહીત બેઠી-છે. વનરાજનું જે ઝાડના ડાળે ખોયું બાંધ્યું છે તે પવનના જોરથી હાલ્યા કરેછે તેમા વનરાજ ઘસઘસાટ ઊંઘતો માલમ પડેછે. આ બધો દેખાવ જોઈ સીલગુણસુરી વિસ્મિત થઇ રૂપસુંદરીને પુછેછે. )

**સીલગુણસુરી**—( વિસ્મિત થઈ ) ગજલ.

( ઘરસેંયા કોન ખુદા કેલીયે લાયા મુજકુ એ રાગ )

વિપિનમાં શા! દુઃખે તું કેમ! વસિ કેનીદારા,
અહિં ક્યમ એકલીને ક્યાં ગયાછે કંથ તારા!
બહુ તેજસ્વિ તારી કાન્તિ ભાળી પુછૂ સતિ,
નકિ નાર્કું જાણુ મારે કોઈ વાતે સ્વાર્થ નથિ;
નહિં ડર રાખિ દિલ કરનિ વાત સત્ય પૂરી,
હું છું નિષ્કામિ મારૂં નામછે સિલગુણસૂરી.

**રૂપસુંદરી**—(ઉભી થઇ હાથ જોડીને)

( મારા પંથીરામ પ્રણામરે, સમાચાર શા લાવ્યો એ રાહ )

મહા પરમ પવિત્ર મા'રાજરે, કહું પાય હું લાગી
આજસર્વ સર્યું મા'રૂ કાજરે, ભવ ભાવટ ભાગી—ટેક.
લડતાં ભુવડ સાથ સ્વામિજીરે, પડવાથિ પોગ્યા સ્વધામ.

દુશ્મનનો ડર લાગતાંરે, મેંતો આંહિં કીધોછે મુકામરે—કહુ.
મહા. આજ.

પંચાસરજે સોહામણુંરે, ઝિંઝુવાડાના પાસ.
તેનો હતો તેહ રાજવીરે, તેની રાણી હું હાલ ઉદાસરે—કહું.
મહા. આજ.

પૂર્વે કંઇ પુન્ય કિધું હશેરે. તેથિ આ પામીછું બાળ.
(બતાવેછે.)
નિર્ભાગી પેટ જન્મતાંરે. જુઓ લટક્યા કરે પેલે ડાળરે—કહું.
મહા. આજ.

બબ્બે ઘડી મુજ આશ્રમેરે, આવી કરે વાત ચીત.
ભિક્ષ ચુકી નિજ કામનેરે, તેથિ શાંતિ! રહે કાંઇ ચિત્તરે—કહું.
મહા, આજ.

નહિંતર આઘોર રાનમાંરે, ઝુરી છળિ મરી જાત.
કાંતો કરત આપ ઘાત હુંરે. કાંતો વનચરનો ભક્ષથાતરે—કહું,
મહા. આજ,

સ્તુતી કરેછે. (ભૈરવી.)

(પ્રાણપતિ સુણો વિનતિ અમારી એ ચાલ)

દયાનિધે મારી વિનતી સ્વિકારો.
વિનતી સ્વિકારો મારી, વિનતિસ્વિકારો, દયાનિધે. ટેક.
અલ્પજ્ઞ પ્રાણીહું, અતિછઉં પાપી,
દાસિના દોષ તમે, નહિં લક્ષ ધારો. દયાનિધે.
પાપ ટળે સુખ શાંતિ! પમાય.

થાતાં તપસ્વિ ચર્ણ, સ્પર્શ તમારો. દયાનિધે.
એવા પવિત્ર ધુરંધર આપ મૂનિ;
કૃપા કરી ભવ, સિંધુ ઉતારો; દયાનિધે.
કર દ્વય જોડી નમસ્કાર કરિને,
અર્પું હું પ્રેમરૂપિ, નમિ પુષ્પ હારો; દયાનિધે.

સિદ્ધગુણસુરી—( પ્રસન્ન થઇને. )હિંડિ.
(જગદ્‌વંદ દેવ વિશ્વના વિધાતા—એ રાહ.)

ઘણાં વર્ષ જીવો પૂત્ર ભાઈ તારો,
એવો શુભ આશિર્વાદ માન મારો;
પૃથુપાળ તણા વંશ માંહિ રત્ન,
થયું ઉત્પન્ન આ જાણજે તું સત્ય.
એની કાંતિ જોતાં શાંતિ ર-હૃદય પામ્યો,
દિલ વિષે અતિ આનંદ ઓઘ જામ્યો;
જોતાં ચિન્હ રેખા સર્વ કહિ આપે,
સુણિ નામ અરિ થરથરથર કાંપે.
એવા શ્રેષ્ટ છે પરાક્રમિજ પૂરો;
થશે તાત થકિ જાણ નકિ સૂરો.
થશે ચૌદ વર્ષનો પ્રતાપિ જ્યારે,
નવે ખંડમાં પ્રસરશે નામ ત્યારે;
તારા ભાગ્ય તણો ઉદય થયો ભાનુ,
હવે તિમિર રૂપિ વિઘ્ન નાશ પામ્યું;
પ્રગટ પૂત્ર થયો વન વિષે તમારો,

તેથિ નામ "વનરાજ" રૂડું ધારો.

(જાય છે.)

---

# પ્રવેશ ૨૪ મો.

સ્થળ—ગીરનાર.

**( સુરપાળ, સિલગુણસુરી. )**

(સુરપાળને સિલગુણસુરી અનાયાસે કેટલેક દિવસે આંહી મળે છે. પરસ્પર વાતો કરતાં રૂપસુંદરીની વાત સિલગુણસુરીને યાદ આવતાં સુરપાળને તે વિષેની હકીકત કહે છે.)

**સીલગુણસુરી**—( નાથ કેસે ગજકો બંધ છોડાયો.)

બે'ન તારી જીવતી જંગલમાં છે જાણ,
સુરપાળ હે ચતુરસુજાણ, —બે'ન૦—ટેક.
થોડા દિવસપર મુજને મળતી;
પુછવાથી બોલી તે વાણ,
દુશ્મન ડરથી હું વનમાં વસિછું;
એમ કહિ જોડ્યા *પા'ણ.—બે'ન૦
જા તેની પાસ તું ઝાડે ઝોળી છે;
મોટામાં મોટું એંધાણ,
સુત સુતેલ હશે કાંતો રમતો;
રૂપ તણો એ નવાણ,—બે'ન૦
સુતને જોઈ થયો દિગ હું તો;

---

* હાથ.

શું કરૂ તેનાં વખાણ, —
જોતાંક્ષિકા મુને લાગે સોળંકિના;
ભાગ મળ્યા નિરવાણ.—એ'ન૦
ભિલડિયો નિજ કામ ચુકી આવી,
રોજ કરાવે સુવાણ,*—
વનરાજને તે'ની માની ફિકર તું;
રાખ ન લેશ ×ચુહાણ.—એ'ન૦

સુરપાળ—(બે હાથ જોડી નમીને)
(અરે લાલ દેવ ઇસ તરફ જહિ આ—એ રાહ.)
કૃપાબ્ધિ કિંવા ઉપકારી મને;
નમિ નમસ્કાર કરૂં આપને.
પામ્યો આજ પૂરી રીતે દર્શન;
થયો તેથી ઉર વિષે હું પ્રસન્ન.
(ચાલતાં ચાલતાં) મળાય તો કોઈ દિવસ મળશો;
પધારી પવિત્ર સદન કરશો.
(જાય છે.)

— ❧ —

# પ્રવેશ ૨૫ મો.

**સ્થળ—વન.**

**(રૂપસુંદરી, તથા એક ભીલડી, પાછળથી સુરપાળ.)**

(રૂપસુંદરી ભીલડી જોડે પ્રસ્તાવિક વાત કરે છે દરમીયા-

---

*ગમ્મત. × એક જાત છે.

નમાં સુરપાળ એકદમ પ્રવેશ કરી.

**સુરપાળ**—(પ્રવેશ કરી) (સાડેતીન પૈસે સેર મછલી ના
મેચુંગી—એ રાહ.)

મારી ભગની તેં દુઃખ વેઠયું, વનમાં વસી;
વેઠયું વનમાં વસી. વેઠયું વનમાં વસી.—ટેક.
દાસી દાસ હજારો તારી, કરતા તા' સંભાળ;
આ વનમાં નિર્મગ્ન કિધો, કેવી રીતે કાળ.—મારી૦
સુતાં *વજ, ખુચે એવિ, કોમળ તા'રી કાય;
તેનાથી સિત તડકો વારિદ, કિંચિત કયમ! સે'વાય.—મારી૦
દુઃખ પડે સુખીયાને ત્યારે, લાગે મનમાં બૌ';
કારણ કે પરથમનાં સુખો, સાંભરી આવે સૌ'.—મારી૦
ક્યાં છે ! મા'રો લાડકવાયો, દુઃખિયારો ભાણેજ;
લાવ મા'રી પાસ હું, રમાડું રે હસી.—મારી૦

**રૂપસુંદરી**—રમાડવાને લઈ ગઈ છે, હમણાંજ ભીલડી એક.
લે તેને બોલાવા મેલુ, કુળના શશી.

**સુરપાળ**—મારી ભગની તેં દુઃખ વેઠયું વનમાં વસી;

**રૂપસુંદરી**—(કહુ શું નસીબે દુઃખીઓ કીધો છે—એ રાહ.)
નથી દુઃખ વેઠયું ભિલડિયો પ્રતાપે;
નથી કાંઈ જાણ્યું ભિલોની સહાયે—ટેક.
તેઓ બિચારાં ચુકી નિજ કામ
મને આવી દેતાં દિલાસો ને હામ—નથી૦

---

* ફુલની વાંસેનો ભાગ.

તેઓએ મને ઉપકારી કરી છે,
તેઓથી મને ઠીક શાંતી મળી છે—નથી૦
વનરાજનો જન્મ થાતીજ વખતે;
પ્રસુતાની પેઠે ખરે જાળવી છે.--નથી૦
નહિંતો નકિ માહરૂં મૃત્યુ થાત;
ખરેખાતરે ભ્રાત હુંતો મુંઝાત—નથી૦

(વનરાજને આવતો જોઈ)

મલપતે મુખે જોની વનરાજ આવે;
ભીલડિયો ઘણું લાડ તેને લડાવે.—નથી૦

**સુરપાળ**—(એકદમ ધસીને.)

(કામના રો' ઘરમાં બેઠી અથવા
સ્વયંજ્યોતીરૂપા એ ઢબમાં પણ ચાલશે.)

ભાણિયા આવ આવ રે તું; (બેવાર)
આ વનમાં રહી ઘણા દિવસ તેં ઘણું દુઃખ વેઠયું.
ઝાડના ડાળ તળે લટકયો ( ૨ )
કુમળી કાયે કેમ! સહન થયો ટાઢ અને તડકો.
તુને જોઈ આંખ ઠરે મારી ( ૨ )
ચાલ હવે ગિરનાર જવા ઝટપટ કર તૈયારી
જુએ શું ટક ટક તુ સામે ( ૨ )
દેખી તુજને દિલ વિષે મુજ હર્ષ અતિ જામે

(છાતી સરસો ચાંપી) બાપુ તેં કાંઈ નથી દીઠું (૨)

(હર્ષનાં આંસુ પડેછે.)

આ વનમાં રહી ઘણા દિવસ તેં ઘણું દુઃખ વેઠ્યું.

(ડુસકે ભરાય છે.)

રૂપસુંદરી—(સુરપાળનાં આંસુ લોતી.)

(સુક્ક લાગ રહી તોરી આઠ પહર—એ ઢબ.)

દિલમાં કંઈ લાવ લગાર નહીં;

બનવાની હતી તે બનીજ ગઈ.—ટેક.

ગઈ વાત તણો કરવો ન કદા;

સમજુ પ્રિય બંધવ શોક સહી.—દિલમાં૦

જગદિશ્વરને જે ગમ્યુ તે ખરૂ;

તેની આગળ કાંઈ ઉપાય નહીં.—દિલમાં૦

(છાનો રહી હુંશિયાર થાય છે ને એક ભીલડી પાણીનો કળશો તેની પાસે મુકેછે તે પાણી પીયે છે.)

(સુરપાળ વનરાજને ખોળામાં સુવાડી આશિરવાદ વચન ભણે છે.)

લાવણી.

સુરપાળ—(સુકરીત કરના હોયસો કરલે કો જાને કલકી—એ રાહ.)

ચીરણજીવી રે' ભાણેજ મારો તેમ તમે કરજો;

તેમ તમે કરજો પ્રભુજી દુઃખ બધું હરજો.—ટેક.

કૃપાધના મુજ નમ્ર વિનતિ, લક્ષ વિષે ધરજો;

દિન વત્સલા દિન દયાળુ, કરૂણા વાપરજો;

કરૂણા૦ પ્રભુ૦ ચીરણજીવી૦

હૃદય માંહિ સંતોષ ક્ષમા, અનુરાઈ દયા ભરજો;
વિના પ્રયાસે કામ એ તણું નિરવિઘ્ને સરજો;
નિરવિઘ્ને૰ પ્રભુ૰ ચીરંજીવી૰
આપ તણો અંકિતના મુસ્તક ઉપર કર ફરજો;
પરમાત્મા પરબ્રહ્મ કૃપામ્બુ. ઝર ઝર ઝર ઝરજો;
ઝર ઝર ઝર૰ પ્રભુ૰ ચીરંજીવી૰
દુષ્ટ પાપીના દુશ્મન કેરૂ, જોર નરમ પડજો;
જયશિખરીનો સુત સદા શાંતી જસ જયવરજો;
શાંતી જસ૰ પ્રભુ૰ ચીરંજીવી૰

(સુરપાળ બેન ભાણેજને લઈ વિદાય થાય છે, તે વખત તેઓ બંને ઇશ્વર સ્તુતિ કરેછે. તેની જોડે ભીલ ભીલડીયો પણ બોલે છે.)

(જે નિરંજન જે નિરાકાર જે ગુણાકાર પારાપારં—એ રાહ.)

જય જગન્નાથ દ્વય જોડી હાથ,
સાષ્ટાંગ સાથ, નમિયે તમને; (૨)
મહારાજ રાજ ધિરાજ,
ગરિબ નિવાજ, સાય કીધી અમને; (ટેક.)
નથી કિધું પુન્ય, ભર્યા પાપ પુંજ,
નવ રાખ્યાં ન્યુન, જગના માહી; (૨)
નથી સાધુ સંત, રૂષિ મુનિ મ્હંત,
રાખિને ખંત, પોક્ષ્યા ચાહી; જય૰
અમે ધર્મ ભ્રષ્ટ, સાધુને સ્પષ્ટ,

દિધેલ કષ્ટ, એવા પ્રાણુ; (૨)
તદપિ એ નાથ, નહિં દિલ સાથ
એ વાત તાત, અંતર આણી; જય૦
(જાય છે.)



# પ્રવેશ ૨૬ મો.

## સ્થળ – ગીરનાર.

### (રૂપસુંદરી, વનરાજ, સુરપાળ.)

(એક દિવસ અંધારી રાત મળી છે, ચારે તરફ વિજ-
ળીયો ચમકારા મારી રહી છે, રૂપસુંદરી ભર ઊંઘમાં છે.
વનરાજ તેના પડખામાં જરાતરા જાગતો પડ્યો છે, બાજુ
ઉપર થોડેક છેટે બુકાનીવાળી સુરપાળ સુતો છે તે પણ
ઊંઘી ગયોછે તેવામાં વાઘે એક મોટી ગર્જના કરી તે સાં-
ભળતાં વનરાજ તે તરફ ગયોછે. થોડેક દુર જતાં લાકડાનો
એક કટકો હાથ આવતાં તે લઈ તે હત હત એમ કર્યા કરેછે.)

**રૂપસુંદરી**—(વનરાજને ન દીઠો એટલે હબકી તેના ભા-
ઇને કહેછે.)

**લાવણી.**

(અધબીચ મોહોબત તોડી બે દરદી દિવાના એ રાહ.)
વનરાજ નથીરે આંહી જો સુની પથારી,
તું ઉઠ ઉઠરે ભાઈ (૨) શુદ્ધ બુધ ગઈ મારી વનરાજ ટેક.
જો વાઘ બરાડા પાડે, (૨) છે રાતજ અંધારી;

*અર્ભક બીશેરે મારો વિજય અમકે છ ભારી. તુ. ૫.

**સુરપાળ**—તું ફિકર રાખ નહીં ભગની, (૨) હું સોધી લાવું વનરાજ;

એક વળી કાકડો સારો, તે પ્રગટી મુને આપ;
એ ગયો હશે નહીં કાંઈ, (૨) રમતોજ હશે અહિં એ'ન
પગ આવ્યા તેથી તેહને, સુતાં ન પડે ચે'ન; તું. એક.

(કાકડો લઈ જાયછે ને વનરાજને લાવેછે.)

**લાવણી.**

(મીલ જાવ મન મોહન પ્યારે—એ રાહ.)

**સુરપાળ**—વનરાજ છે બહુ બળીયો;
ભગની તારો, વનરાજ—ટેક.
એક લઈ લાકડું પોતે,
ઘુમતોજ હતો બળમાં તે,
ઉચ્ચાર વળી કરતો તે;
સાવજ મારો,—વનરાજ—ભગની,
નથી નથી લગાર નવાઈ,
ચાવડની જાત ઉભરાઈ;
એ રહે કદી ન છવાઈ,
કુળનો ધારો;—વનરાજ—ભગની.

**રૂપસુંદરી**—(વનરાજને વાત્સલ્ય ભાથવી ખોળામાં બેસાડી)

**ગજલ.**

(બે દાદ મુજે યાદ હે વલાહ તુમારી—એ ઢંગ.)

* બાળક.

શાબાશ છે શાબાશ મારા પુત્ર રે તને,
વનરાજ પાડ્યું નામ રાખ્યું ધટ્યછે તને—ટેક.
તૂ થૈશ મોટો ત્યારે તારા બાપનુંજ પેર;
વાળીશ એવી ખાતરી થૈ ચુકી છે મને.—શાબાશ

(વનરાજ અહીં મોટો થાયછે, તેને વિઘ્નેશ્વર નામનો બ્રાહ્મણ રાજનીતિ વિગેરે શીખવી હુશીયાર કરેછે. ને ત્યાર બાદ તે મોટો થવાથી તેના મામા સાથે અને વખતે તેના સોબતી સાથે બારવટાં કરેછે.)



# પ્રવેશ ૨૭ મો.

સ્થળ—કનોજ લગભગની જગા.

(ભુવડનાં કેટલાંક માણસો—વનરાજ અને તેના કેટલાક સોબતી.)

(બરખારી તું આન લગે બોલને બપૈયા.—એ રાહ.)

**વનરાજ**—(ભુવડનાં માણસને જોઈ)
કો'ની પોઠ× ક્યાં જવાની કેટલી તે કો'ને;
સાચે સાચુ બોલી જલ્દિ સૌ જવાબ દો'ને—ટેક.

**માણસો**—ભુવડની એ પોઠ શી પડપૂછ છે તમારે;
દુર રે'હો નિકર કે'વું પડશે કૈં અમારે;

**વનરાજ**—(ધસીને) ભુવડ કોણ ક્યાંનો ભૂપ કોણ ઓળખેછે;

× વં.જોરીની.

જાણતો નથી શું બધે કાંકડો કરેછે;

(એમ કહી માણસોને મારી વનરાજ ત્રીજોરી લુંટેછે. ને એક માણસને જીવતો રેહેવા દેછે.

**વનરાજ**—(ભુવડના માણસને પકડી)

(પકડ હાથ ઉસ આદમી જાતકા.)

કે'જે તારા ભુવડને બધી વાત

કરે જયગીર તણો "વનરાજ";

થોડા દિમાં કરશે બહુ ઉતપાત;

તેથી ઝટ જા જઈ તું નમી આવ;

**માણસ**—બહુ સારૂ મુકો મને મહારાજ,

જીવતદાન આપો ગરિબ નિવાજ.

હુંતો છઉં ચાકર ચોહી તણો;

(તેથી) મને અપરાધી જરા ન ગણો.

(વનરાજ તેને છોડી દેછે તે જાયછે, ત્યારબાદ વનરાજ પોતાના સોબતીને લઈ પોતાના રેહેઠાણ ઉપર જાયછે.)



# પ્રવેશ ૨૮ મો

**સ્થળ—કલ્યાણીનો રાજમેહેલ.**

**(ભુવડ, પ્રધાન, અને પછીથી એક માણસ.)**

**માણસ**—(નમન કરીને) (રાજા હું મેં કોમકા ઓર ઈ-
દર મેરા નામ—એ રાહ.)

રાજાજી કહું આપને, એક થયુંજ વીપરીત કામ;
કનોજ લગભગ આપની, લુંટી પોઠ તમામ.
ફરે બધે જયશિખરીનો, સુત સુરો "વનરાજ";
બચવા દીધો મુજને, કે'વા તમને વાત.
એમ કહ્યું છે મુજને, દિન થોડામાં ઉતપાત;
નમશે નહીં નૃપ તો થશે કેહેજે સઘળી વાત.
**ભુવડ**—(પ્રધાનને)઼ઓ? પ્રધાનજી!! કહું, તેપર રાખો ઓ'દિલ;
બંદોબસ્ત કરાવવામાં, નહીં કરવી કૈં ઢીલ.
**પ્રધાન**—કલ્યાણીપતિ આપને, નમિ ચરણે રાખુ શીશ;
આજ્ઞા જેવી આપની, તેજ પ્રમાણે કરીશ.
(બંદોબસ્ત કરેછે.)



# પ્રવેશ ૨૯ મો.

**સ્થળ—કલ્યાણી, રાજમેહલ આગળનો ચોક.**

**(ભુવડ, પ્રધાન, સેનાધિપતિ, પાછળથી દુખી લોકો.)**

ભુવડ, પ્રધાન, સેનાધિપતિ બેઠેલા છે, થોડીવારે વનરાજ ભુવડનાં આજુબાજુ ગામડાં તથા નાનાં નાનાં શેહેરો લું-ટતો ફરેછે તે દુઃખ લોકથી સહન ન થયું એટલે તેઓ ગાભરા પડી જઈ ભુવડપાસે આવી પોકાર કરેછે.)

(ઉઠ સખી તું બેડી થા, નૃપ ઉભા કપાળુ આ, એ રાહે.)

લોકો—(દોડતા આવી)

ગજબ થાયછે કૃપાળ, કોણ જાણે કોનો બાળ;
સાહીને તરવાર ઢાલ, નગર લુંટી જાય માલ—ટેક.
કોણ જાણે કોણ છે, આવ્યો એ તો હોણ છે;
ધોળે દીન એ ધરાર, નગર લુંટી જાય માલ—ગજબ.
વાંકી મુકેછે એ પાઘ, ગોઠી[1] સાથ જોઈ લાગ[2];
સિંહ પેઠ મારી ફાળ, નગર લુંટી જાય માલ.—ગજબ.
હાથ આવતો નથી, ને છતો થતો નથી,
કાંઈ લાગતી ન ભાળ, નગર લુંટી જાય માલ,—ગજબ.
લોક હાલમાં એ હાલ, એની એ કુટે ધમાલ,
ક્યાંથી આવ્યું આવું સાલ, નગર લુંટી જાય માલ, ગજબ.
આવશે એ આજ કાલ, એવી પેટમાં રે' ફાળ,
માટે ભૂપ લ્યો સંભાળ, નગર લુંટી જાય માલ;—ગજબ.
કેડમાં રાખે કટાર, હશે વર્ષ વિસ્તાં બાર,
કાળરૂપનો એ કાળ, નગર લુંટી જાય માલ.—ગજબ.

ભુવડ—(હાથ પછાડી.)

રાગ—ગજલ.

(તેરી અકલસે ભુલકે દેદાર ગમાયા, અથવા. મેં લાખકી દોલાખકી પરવા નહીં રખતી—એ રાહ)

ઓળખ્યો મેં ઓળખ્યો એ તો પેલો "વનરાજ"
વારે વારે પાડી લુટચો જાયછે એ લાજ. ઓળખ્યો—ટેક.

---

૧ મીત્ર. ૨ દાવ.

(લોક સામુ જોઈ) જાઓ બંદોબસ્ત કરૂ બીક ના ધરો,
( પ્રધાન સામુ જોઇ ) પંડે ચાંપ રાખ્યાઓ પ્રધાનજી? ચડો,
ઓળખ્યો.

**પ્રધાન**—(ઉભા થઈ હાથ જોડીને) યૈ મેરા દીલદાર હૈ.
—એ રાહ).

આજ્ઞાનુસરી એ કૃપાળુ આજ થકી હું ચડીશ.

બારવટું કરનારનો પક્કો સાધ કરીશ.

(ચડેછે પણ ભુવડના હુકમથી તે કેટલેક દિવસે પાછો આવેછે અને વનરાજ ત્રીજોરો લુંટ્યા પછી કેટલેક દિવસે કેટલાએક માણસના જમાવથી ભુવડના રાજ ઉપર છાપો મારી તેનું રાજ તે સ્વગત કરેછે. પણ સોલંકીરાજાનું જોર વધારે જણાવાથી તે ફક્ત નામનોજ રાજા રહ્યો છે. આ વખત તેનો મામો સુરપાળ મર્ણ પામ્યો હતો તેની તેને પુરણ ખોટ હતી, આ પછી વનરાજ ઘણાં દિવસ બહારવટે રહ્યોછે, પરંતુ આખરે ભુવડને કાયર કરી પોતાના ધારેલા વિચાર પ્રમાણે તેણે પોતાની રાજ્યધાનીનું નામ અણહિલવાડ પાડી શ્રી દેવીના હાથથી ગાદીયે બેસતાં તિલક કરાવી ચાંપાને પ્રધાનની પદવી આપતાં જય મેળવ્યો. એ ખુશાલીમાં શેઠ શાહુકારો તેને નજર કરેછે તથા અત્યાનંદથી નગરની સ્ત્રીયો ગીત ગાયછે અને જય જયકાર વરતી રહેછે.

ગીત.

(રઘુપતિ રામ રૂદેમાં રે'જો રે—એ રાહ.)

દિવાળીનો દિન આજ અમારેરે,

કેવી શોભા બની છે બજારે. દિવાળીનો—ટેક.

ગાદિયે બેઠા વનરાજ આજેરે, જેથી દુંદુભિ નોબત ગાજેરે;
કેવા લોક કરેછે ઉલ્લાસે,—દીવાળી૦
ચારૂ તરીયાતોરણ દ્વાર બાંધ્યારે, માણેક મોતી હિરા મહિ સાંધ્યારે
કોઈ વાત તણો રે' ન વાંધો—દિવાળી૦
વનરાજકે †વનરાજ સરખારે, એક દૃષ્ટિ થકી અમે નિરખ્યારે
બાહુ જોતાં કરીછે પરિક્ષા—દિવાળી૦
એની ગાદી અચળ પ્રભુ રાખોરે, એનાં કષ્ટ કૃપાનીધિ કાપોરે;
એના દુશ્મનનું જોર ભાગો—દિવાળી૦
(ખેલ પુરો થયો એટલે સર્વ પાત્ર મળી ઇશ્વરસ્તુતિ કરેછે.)

દિંડી.

પરમ દેવ તમે પુર્ણ પ્રેમ લાવી,
બહુ જુક્તિથી આ સૃષ્ટીને સૃજાવી;
પવન પાણી કિધાં મુખ્ય લાભકારી,
અતિ ગહન પ્રભુ છે ગતિ તમારી.
રવિ ચંદ્ર અને ચકચકિત તારા,
[1]નભ વિષે દિસે દિપાયમાન સારા;
સદાકાળ રહ્યા સર્વ તેજ મારી,

---

† સિંહ. ૧ આકાશ.

અતિ ગહન પ્રભુ છે ગતિ તમારી.
સિંધુ પ્હાડ નદિ ખીણને ગુફાઓ,
વડાં વૃક્ષ તથા [૨]રમ્ય જે લતાઓ;
નિર્ખતાં મતિ મુઝાય છે અમારી,
અતિ ગહન પ્રભુ છે ગતિ તમારી.
સૂર્ય આસપાસ આ[૩]રસા ફરેછે,
દિવસ રાત નાથ તે થકી પડેછે;
દિસે કામ સહુ શ્રેષ્ટ ચમત્કારી,
અતિ ગહન પ્રભુ છે ગ ત તમારી.
કોઈ સમય દાઃથિ પ્હાડ ફાટી જાય,
જરૂર તે થકીજ ધરતિકંપ થાય;
તમે દિન હિન જન જાણી લ્યો ઉગારી,
અતિ ગહન પ્રભુ છે ગતિ તમારી.
તમ કૃપાથી વિશ્વમાંય વૃષ્ટિ થાય,
તમ કૃપાથી બિજ સકલ ઊગી જાય,
કૃપાનાથ છે તમારી વાત ન્યારી,
અતિ ગહન પ્રભુ છે ગતિ તમારી.




૨ સુંદર. ૩ પૃથ્વી.

# અગાઉથી ગ્રાહક થનારના મુબારક નામનું લીસ્ટ.

| ગ્રાહકોનાં નામ. | પ્રત. |
|---|---|
| **ખંભાત.** | |
| નેકનામદાર, નવાબ સાહેબ મારફત. | |
| શામરાવ નારણરાવ લાર્ડ દીવાન સાહેબ. | ૨૫ |
| ૫. સ્ને. ભાઇલાલ મનસુખરામ. | ૧૦ |
| ૫. સ્ને. ગબડદાસ મુળજી. | ૨ |
| ૫. સ્ને. ભાઇલાલ ત્રીભોવનદાસ. | ૨ |
| રા. વરજભાઈ પ્રાણલાલ. | ૧ |
| વકીલ. મગનલાલ દુલભદાસ. | ,, |
| રા. ગીરધરલાલ મથુરાંદાસ. | ,, |
| રા. મોતીલાલ શંકરલાલ. | ,, |
| શા. માણેકલાલ મોતીલાલ. | ,, |
| શુ. જેશંકર ગણપતરામ. | ,, |
| મે. મણીશંકર જેશંકર. | ,, |
| આ. અમીરબીન મહમદ, | ,, |
| રા. ઉમીયાશંકર બેહેચર. | ,, |
| દે. રામરાય બાલાજી. | ,, |
| શે. દલપતભાઈ દીપચંદ. | ,, |
| રા. છોટાલાલ હરીવલભ વૈદ્ય. | ,, |
| રા. નંદલાલ માણેકલાલ. | ,, |
| રા. નગીનલાલ મોતીરામ. | ,, |
| રા. છગનલાલ ગંગારામ | ,, |
| રા. મંગળ ભોળાનાથ | ,, |
| રા. મણીશંકર શીવશંકર | ,, |
| રા. બાળકૃષ્ણ નારાયણ | ,, |
| પં. મુળશંકર દયાશંકર, પાંચા | ,, |
| રા. રતનલાલ મોહનદાસ | ,, |
| રા. મણીલાલ નારણદાસ | ,, |
| ભટ. નારેણરાવ કરૂણાશંકર | ,, |
| પં. વજેશંકર શીવશંકર | ,, |
| રા. મણીલાલ કાળીદાસ | ,, |
| પં. મોહનલાલ માધવ | ,, |
| રા. મોહનલાલ બેચર | ,, |
| રા. ઠાકોરલાલ કેસવલાલ | ,, |

| | |
|---|---|
| રા. માણેકલાલ નંદરામ | ,, |
| રા. નરભેરામ વી. વેજનાથ | ૨ |
| રા. ચુનીલાલ ભાઇલાલ | ૧ |
| રા. ભાઇશેઠ ઇશ્વરદાસ વકીલ | ૧ |
| ભટ, પ્રાણશંકર કુરણાશંકર | ૧ |
| રા. મગનલાલ વજેશંકર | ૧ |
| રા. છોટાલાલ ક્રશ્નાવલભ | ૧ |
| રા. દલસુખ રામભાઇ | ૧ |

**વડોદરા.**

| | |
|---|---|
| શા. બાપુ હેમચંદ | ૧ |
| રા. ભગવાનલાલ જીભાઈ | ,, |
| શા. ગોપાળ જમનાદાસ | ,, |
| રા. છોટાલાલ ઉમીયાશંકર | ૨ |
| રા. માણેકલાલ કુબેદાસ | ૧ |
| રા. મગનલાલ હરજીવન | ,, |
| જો. હિમતલાલ વખતરામ | ૧ |
| રા. પરભાશંકર ભવાનીશંકર | ,, |
| મો. કેખુશરો બેજનજી | ,, |
| રા. શંભુલાલ ગોવીંદલાલ | ,, |
| રા. નારણરાવ બાપુજી | ,, |

| | |
|---|---|
| શા. નગીનદાસ નરભેરામ વ.સ્ટે.કલા. | ,, |
| રા. લલુ દ્વારકાંદાસ | ,, |
| શેઠ. નવરોજજી કાવસજી | ,, |

**વડોદરા (સ્ટેશન).**

| | |
|---|---|
| મા. દામોદર ઉમીયા શંકર ટી. કલે. | ૪ |
| રા. નાથાલાલ ગીરધરલાલ. પા. ડી. કલા. | ૧ |
| રા. શીવલાલ જગજીવન દાસ.ડેલીગ્રાફ મા. | ,, |
| રા. દલપતરામ નથુભાઇ. સીગનલર | ,, |
| રા. બાપુલાલ જગજીવન. | ,, |
| રા. ડાહ્યાભાઇ ગુલાબદાસ. | ,, |

**(જુનાગઢ).**

| | |
|---|---|
| રા. હીરાલાલ માણેકલાલ. | ૪ |
| રા. ગીરધરલાલ રાજારામ વકીલ. | ૧ |
| રા. જાદવરાય દાનતરાય. | ,, |
| રા. દુવારકાંદાસ પ્રાણશંકર. | ,, |
| રા. પરસોત્તમરાય શીવપ્રસાદ. | ,, |
| રા. માહાસુખરાય ભવાનીદાસ. | ,, |
| રા. ગોકળદાસ વૃજદાસ. | ,, |
| રા. શ્રીરંગધર મુળશંકર. | ,, |
| રા. ઉમીયાશંકર દુરગાશંકર. | ,, |

રા. માનશંકર હરીદાસ. ,,
રા. કલ્યાણરાય દુલેરાય. ,,
રા. મોતીલાલ ઝવેરચંદ ,,
રા. સદાશંકર ઉદેશંકર. ,,
રા. ભુદરલાલ ભગવાનદાસ. ,,
મો. દુવારકાંદાસ લખમીદાસ. ,,
દે. મયાચંદ ભાણજી. ,,
મે. સલેમાન હામા. ,,

(નવાજેતપોર.)

રા. અનંતરાય ન્યાલચંદ. ૨
રા. લીલાધર મુળશંકર. ૧
રા. તુળજાશંકર દુરગાશંકર. પો. કો. ૨
રા. સુંદરલાલ ધીરજરામ ૧
રા. મણીશંકર મોહનજી સ્કુ. મા. ,,
રા. શામજીભાઈ નરસીંહ ૫
ખો. આમદ મેઘજી. ૧

(સંસ્થાન વળા).

ને. નામ. વખતસીંગજી મેઘરાજજી ઠાકોર સાહેબ. ૩૦
રા. રા. બજીભાઈ વી. મણીશંકરદીવાન ૫
રા. રા. યસવંતરાવ ખારકર હ. સક્રેટરી ૫
રા. રા. લીલાધરદાસ હરખચંદ સરન્યાયાધીસ. ૧૦
રા. રા. ત્રીકમરાય ઉદેશંકર ડે. ન્યા. ૧
રા. રા. જેચંદ ઓધવજી. ૧
રા. રા. માનશંકર વી. છબીલદાસ. હ. કો. સીરેસ્તદાર. ૧
રા. ભગવંતરાય માધવરાય. (કારકુન) ૧
રા. ભુપતરાય માધવરાય (કારકુન) ૧
રા. નરસીહદાસ અમરશી. ૧
રાં. મુળજી દેવશંકર. ૧
રા. વેણીશંકર મણીશંકર. ૧
રા. હરખજી માવજીમુની વકીલ. ૬
રા. કલ્યાણજી રણછોડજી. વકીલ. ૧
રા. કુંવરજી લખમીચંદ. વકીલ. ૧
મે. કલ્યાણજી મુળજી. ૧
રાજગર. વેજનાથ નાનજી. ૧
મી. લાલગીની ઓસમાન. ૨
રા. સારાભાઈ અવલરામ. જી. ડે. વે. ૧
જો. કાળીદાસ જીણા. ૧

| | |
|---|---|
| ત્ર. કકલ કીકા. | ૧ |
| પાઠક. ઈશ્વરજી રેવાશંકર | ,, |
| મી. આલમમીયાં મલેકમસ્તુ | ,, |
| ત્ર. કેશવજી વાહાલજી | ,, |
| બ. કાળા જુડા જેલર | ,, |
| જ. ખોડાભાઈ ઓઘડભાઈ | ,, |
| રા. મોહનલાલ વીઠલરામ જમીદાર | ,, |
| ડાક્ટર. લાલજી કલ્યાણજી | ,, |
| દપલશંગ મડદનશંગ પો. જ. | ,, |
| હમીર સલેમાન સ્વા. પો. જ. | ,, |
| રા. ભાણજી ગોકુળદાસ એંગ્લો વ. સ્કુલ માસ્તર. | ,, |
| રા. રા. હરજીવન માધવજી તા. સ્કુલ માસ્તર. | ,, |
| મે. પ્રભુજી મોહનજી કંટ્રાક્ટર. | ,, |
| બારોટ. ભીમજી માવશંગ | ,, |
| મે. લલુભાઈ કાળીદાસ | ,, |
| શા. ત્રીભોવન કલ્યાણજી | ,, |
| મે. સુંદરજી ગોરધન | ,, |
| શુ. પરસોતમ ગવરીશંકર | ,, |
| મે. ગુલાબચંદ જીવાભાઈ | ,, |
| મે. કલ્યાણજી નરસીંહદાસ | ,, |
| પ. સ્ને. ચત્રભજ ગવરીશંકર પો. મા. | ,, |
| રા. હરખચંદ મયાચંદ | ,, |
| ખો. ગીરધરલાલ દેવજી | ,, |
| શા. વીઠલ એમચંદ | ,, |
| મે. ભવાનીશંકર વીઠલ | ,, |
| બ. કાનજી બાબા. વળાનીતિ સુર્યોદય નાટક કંપનીના મેનેજર | ,, |
| ભટ. જેશંકર મોનજી (એકટર) | ,, |
| બ. નરભેરામ દયારામ (એકટર) | ,, |
| ત્ર. કાળીદાસ કેસવજી (એકટર) | ,, |
| રાજગોર, છગન વેજનાથ (એકટર) | ,, |
| જા. નથુ દયારામ (એકટર) | ,, |
| ભટ. મગનલાલ કકલ (એકટર) | ,, |
| ઠકર, નરસીંહ જેઠા (એકટર) | ,, |
| માં. રામજી હરીભાઈ કંટ્રાકટર | ,, |
| રા. સુંદરજી હીરાચંદ | ,, |
| રા. રેવાશંકર વાહાલજી | ,, |
| પટાવાલા, નાનજી દુદા | ,, |

| | |
|---|---|
| રાજગોર, લલુ વેજનાથ | ,, |
| **સં. વળા તાબે (હળિયાદ.)** | |
| રા. રા. શીવપ્રસાદ દુર્લભજી પ્ર. પો. કો. | ૪ |
| રા. ભુપતરાય બળવંતરાય | ૨ |
| પ. સ્ને. શવજી જગજીવન દેસાઈ | ,, |
| પ. સ્ને. ગીરજાશંકર કુરણાશંકર મેતાજી | ,, |
| ભટ. નરભેરામ ગીલા | ૧ |
| ઠ. ગીરધર ધનજી | ,, |
| ઠ. દુર્લભ ધનજી | ,, |
| પટેલ, લાલા રૂડા. | ,, |
| મે. આણંદજી ભગવાન | ,, |
| ભ. પરમાણંદ માધવજી | ,, |
| મે. ચત્રભજ બાપા | ,, |
| દે. નરભેરામ કાનજી | ,, |
| સો. પાના નાગજી | ,, |
| મે. ગીલા કાળીદાસ | ,, |
| જો. પરમાણંદ ત્રીકમજી | ,, |
| સૈયદ, સાલમમીયાં પીરમીયાં | ,, |
| **સં. વળાતાબે (હડમતિયા.)** | |
| રા. રા. બાપુરાવ બાબાજી વૈવટદાર. | ૪ |
| રા. સદાશંકર ગોપાળજી | ૧ |
| રા. આણંદરાય દુલેરાય | ૨ |
| મે. ભવાનીશંકર નાનાભાઈ | ,, |
| ગાંધી. લલુ કાનજી | ૧ |
| ખોખર, રાજુભાઈ સાડીભાઈ | ,, |
| પં. મોતીરામ માહાશંકર | ,, |
| સૈયદ, અલીમીયાં પીરમીયાં | ૨ |
| બેલીમ, દાદુમીયાં ચાંદમીયાં | ૧ |
| સૈયદ, ખુબમીયાં અલીમીયાં હા. આલમમીયાં | ,, |
| દે. છગન નારણ | ,, |
| ગાંધી. માણેકચંદ મનજી હા. લલુ | ,, |
| શા. મેઘજી હેમચંદ હા. લલુ | ,, |
| દોસી. મગન ઝવેર હા. વનમાળી | ,, |
| **વળાતાબે (કાનપોર.)** | |
| ત્ર. ગીરજાશંકર વાલજી | ૧ |
| મે. ત્રીકમજી મુલજી | ૧ |
| શા. ગોપાલજી ગોવીંદજી | ૧ |
| **વળતાબે (દરેડ)** | |
| રા. પ્રજરાય ગુલાબરાય. | ૧ |

| | |
|---|---|
| સૈયદ, ગગજી ખાનજી | ૧ |
| મે. વાલજી લવજી | ૧ |
| સોની. પ્રેમજી હીરા. | ૧ |
| ભા. ગીલા રૂખડ. | ૧ |

*૧ વળાતાબે (રાજપરા.)

| | |
|---|---|
| મે. રાઓલશ્રી, અમરશંગજી હમીરજી | ૪૦ |
| ગાંધી, ખીમચંદ ધરમસી. | ૧ |

(બગસરા.)

| | |
|---|---|
| આજમ, રેવાશંકર અંબાશંકર. | ૨૦ |
| શેઠ, રાયચંદ ગોપાળજી. | ૧૦ |
| રા. રેવીશંકર વી. શવજી | ૧ |
| રા. અમરશી, રામજી | ,, |
| રા. જેચંદ ગોપાળજી | ,, |
| રા. નરસી ગોપાલજી | ,, |
| રા. ત્રીભોવન ડાહ્યા. | ,, |
| રા. હીરાચંદ, સુંદરજી | ,, |
| રા. બેહેચર, જીણા. | ,, |

(સીહોર.)

| | |
|---|---|
| ને. ના. રાઓલશ્રી. હરીસાંહજી રૂપસંગજી. | ૨૭ |
| રાઓલશ્રી. જેઠીસંગજી દેવીસંગજી | ૮ |
| પા. ભગવાન કેસવજી | ૨ |
| શેઠ લાલચંદ કાળીદાસ | ૨ |
| રા. લક્ષ્મીશંકર ત્રીભોવનદાસ | ૧ |
| મે. ત્રીભોવન ભગવાન. | ,, |
| દો. ખુશાલ રૂગનાથ. | ,, |
| દો. રણછોડ શામજી | ,, |
| દો. દેવચંદ ભાઇચંદ | ,, |
| રા. નારણ પરસોત્તમ | ,, |
| રા. રામજી હીરજી | ,, |
| રા. ત્રીભોવનદાસ પરમાણંદદાસ. | ,, |
| રા. નાગરદાસ પરસોત્તમદાસ. | ,, |
| મા. ગીરધરલાલ ફુલભદાસ. | ,, |

(વઢવાણ શેહેર.)

---

* રાજપરાના રાઓલ શ્રી અમરસંગજી તથા બગસરા ના મેનેજર સાહેબ આજમ રેવાશંકર અંબાશંકરે સારી ઉદારતા બતાવી છે.

રા. નારણશંકર ગીરજાશંકર. ૨
રા. ફુલજી હરીકૃષ્ણ. ૧
રા. નારણજી કાલુભાઇ. ૧
રા. પ્રતાપરાય કાનજી ૧
રા. ચત્રભજ બાપુભાઈ ૧
રા. ઉજમશી કચરા. ૧
રા. ગોરધન જેશંકર. ૧
શા. વાલજી શુંગજી ૧
શા. દેવચંદ જેચંદ. ૧
શા. વેલસી હકમચંદ. ૧
શા. મોહનલાલ ઉમેદચંદ. ૧
રા. મુળશંકર શીવશંકર. ૧
શુ. રૂગનાથજી રણછોડજી. (ભુજ) ૧
રાયસાંકળી તાલુકદાર હા. કાનજી શીવ
શંકર. ૧

(મુંબાઇ.)

મી. કાશીદાસ નાનાભાઈ ૧
રા. ઇંદરજી શંકર. ,,
રા. વલભદાસ કાનજી પોરબંદર વાલા. ૧
શેઠ જીવરાજ માધવજી ૧

શા. દેવીદાસ વીઠલદાસ. ૧
મી. જમસેદજી મેરવાનજી ૧

(પચ્છેગામ.)

બ્યાસ. રણછોડદાસ રામેશ્વર. ૨
રાઓલ, રાયસંગજી દેવાજી ૧
રા. હરગોવનદાસ વીરચંદ. ,,
રાઓલ, કેસાભાઈ રામાભાઈ. ,,
ભ. અંબાશંકર જટાશંકર. ,,
ભ. જટાશંકર મોરારજી ,,
મે. મોહનલાલ છગનલાલ. ,,
બ્યાસ. મોતીલાલ છોટાલાલ. ૨
ભટ. વર્ધકુક રામશંકર. ૧
ભટ. નાગરદાસ ઇશ્વરજી ૧
ઓઝા. નરભેશંકર તથા નારણજી અં-
બારામ. ૧
ભટ, ગણેશ લાલજી ૧

(અમદાવાદ.)

રા. સા. મહિપતરામ રૂપરામ. ૨

(ચુડા.)

રા. રા. રતીલાલ ભાઈ. કા. સા. ૫

રા. ઈશ્વરભાઈ શકરભાઈ. ન્યા. સા. ૧
રા. પ્રભાશંકર મુગટરામ. ૧

(ઉમરાળા.)

રા. રા. ઉમેદરામ કુરણાશંકર. ૧
ભટ. જગન્નાથ હરીરામ. ,,
રા. કન્નરાય જવંતીરાય. ૨
રા. પ્રતાપરાય અવલરામ. ૧
ત્ર. રેવાશંકર ભગવાનજી ૩
રા. નંદલાલ પરમાનંદદાસ ૧
રા. શામજી ખોડા ,,
ઠકર, ઓધડ રેઘા ૧૦

(મોણપુર.)

મે. જસવંતસંગજી ખેતાભાઈ ૫
ગઢવી, ખીમરાજ કરણભાઈ ૧
રા. પુરસોતમ વણારસી ,,
શેઠ, હરીચંદ રાઘવજી ,,
ફકીર મામદ જમાલ ,,

(વડોદ.)

શા. શીવલાલ ગોવીંદજી ૧
રાઓલ, વેરાભાઈ અમાભાઈ ,,

(ચમારડી.)

રા. રા. મણીશંકર રામેશ્વર થાણદાર સાહેબ. ૧૦
મુખી, જીવા વીઠલ ૧
શા. મુળજી જેઠા ,,
રાઓલ, મુલુભાઈ કનુભાઈ ,,
મેહેતા, રાઘવજી ફુલચંદ ,,

(નીંગાળા.)

રા. ગુલાબરાય ત્રંબકરાય થાણદાર સાહેબ ૧
રા. જેઠાલાલ ગોવીંદરામ ,,

(છભાડીયા.)

મેમણ. મામદ નાથા ૧
શા. વીઠલ ગલાબચંદ ,,
ભટ, વીઠલજી પ્રાગજી ,,

(સિયાનગર.)

રા. રા. કલ્યાણરાય ગુલાબરાય મહાલકારી સાહેબ. ૫

વળાતાબે (પાટી.)

મે. ભોજરાજજી ફતેસંગજી દરબાર સાહેબ. ૨